# અથ રતિ સ્વયંવર *

સંસ્કૃત ઉપરથી ગુજરાતી ભાષામાં

**કવીશ્વર ગંગાશંકર જયશંકરે**

દોહરા, ચોપાઈ, છપા, અને ઢાળ

એ રાગે રચી પ્રસિદ્ધ કર્યો.

તેમાં ઘણો એક સુધારો વધારો કરી

**છપાવી પ્રસિદ્ધ કરનાર**

**મેહતાજી કૃપાશંકર ગંગાશંકરે**

ઠે. અમદાવાદ પંચભાઈની પોળમાં

રાયકા[illegible].

**कींमत आठ आना.**

संवत १९४१—सने १८८४

**અમદાવાદમાં**

પાનકોરને નાકે બચ્ચાજમાદારની હવેલીમાં

"સમશેર બાહાદુર" છાપખાનામાં

[illegible]ભાઇ રાયચંદ

છાપ્યો.

# RATI SWAYAMVARA

OR

*The Choice Merriage of*

# RATI.

Formerly Composed by KAVI GANGASHANKAR JEYSHANKAR.

Revised and endorsed by MEHTA KIRPASHANKER GANGASHANKER.

**SECOND EDITION.**

**2,000 Copies.**

*Registered For Copy Right under Act XXV of* 1867.

AHMEDABAD:

Printed at the Ahmedabad—"SUMSHER BAHADOOR" Press by Savaibhai Raychund near Pankore's Naka.

*Sumwat* 1941. *A. D.* 1884.

*Price* 8 *Annas.*

# ग्रंन्थार्पण पात्रिका,

## પરમ પ્રીય મિત્ર.

ભાઈ. ચીમનલાલ મોતીલાલ

મુ. અમદાવાદ.

આપનો વિદ્યા વૃદ્ધિ તરફ અતિશય પ્રેમ, સ્વદેશના શુભ તરફ શ્રમ, અને ઔદાર્ય પણું. તથા સર્વાતે હીમત રાખી સુધારાના કામને ઉત્તેજન અપો, તેમજે વળી નવીન સારા ગ્રંથ બાહાર પડતા જોઈને ઘણા હોંશીલા જણાઓછે; અને તમારો માહારા તરફ મીત્ર બંધુથી અતીશય ઘાડો પ્રેમછે એવા સર્વ સારા ગુણને લીધે માહારો પણ આપના તરફ ઘણો પ્રેમ અને પ્રીતીછે એ સર્વે જણાવવા સારૂ આ લઘુ ગ્રન્થ આપને અર્પણ કરૂછું તે માન્ય કરશો ને સ્વીકારશો એજ

લી૦ આપનો બાળ સ્નેહી મિત્ર

**કૃપાશંકર ગંગાશંકર**

# પ્રસ્તાવના*

પ્રીય! નીતીવાન અને બુદ્ધી સાગર પુરૂષો, આ સંસાર રૂપી સમુદ્રમાં પુર્ણ સુખતો ઇશ્વરે જેને મળતા સ્વભાવની રત્ન રૂપી સ્ત્રી, તેમજ ખરા અંતઃકરણનો મિત્રઆપ્યો છે તેનેજછે; સ્ત્રી અને મિત્ર વીના આ સંસાર મીથ્યા છે, જેમ ધ્રત વગરનાં પકવાંન, આંખ્યો વિનાનું શરીર, લુંણ વગરનું અન્ન, તેમજ સ્ત્રી અને મિત્રવિનાનો સંસાર મીથ્યા સમજવો; વળી એક દીવા રૂપી સ્ત્રી અને મિત્ર છે, કેમકે દીવો અંધારાનો નાશ કરે છે, તેવીજ રીતે આ સંસારનું દુઃખ રૂપી અંધારૂ, તેનો સુજ્ઞ મિત્ર અને સતિ સ્ત્રી નાશ કરે છે; અને "અંધકંમ વાતિતસ્યાજિવીતં ॥ दीपहिनामिवमंदिरंनिशि॥ જેને મળતા સ્વભાવની સ્ત્રી અને ખરા અંતઃકરણનો મિત્ર ઇશ્વરે નથી આપ્યો, તેના જીવતરને વિશે અંધકાર છે, જેમ રાત્રીએ દીવાં વગરનું મંદીર હોય તેજ રીતે; વળી રૂપ ગુણ, ખાન, પાન, આદી લઇને ઘણા પ્રકારની સંપતી હોય પણ એક રાંમા રત્ન અને સુજ્ઞ મિત્ર ના હોય તો, તે સર્વ મીથ્યા લાગે છે; જયારથી સ્ત્રી પુરૂષનો સંબંધ બંધાયો, ત્યારથી તે પુરૂષને ગુણ કર્ત્તા અને ઉપ

કારી છે. પુરૂષ બહારના કામ કાજ અને રળવા ખપવા વીગરેની તજવીજ કરે છે, તેવારે સ્ત્રી પોતાના ઘરની બગડ્યા સુધરયાની તથા સંતાના દીકની તજવીજ રાખે છે; તેથી પુરૂષગી, કામકાજ સંબંધી કાર્યમાંતો તે પાછો પાંહાંનો કાહાડે તેમસંભવતું નથી; વળી પુરૂષ બાહારથી થાક્યો પાક્યો આવે તેને હાસ્ય વીનોદનો મીઠી મીઠી વાતો કરી રમાઠી જમાડી આનંદમાં રાખેછે, એવીગરે ઘણા પ્રકારનું પુરૂષને સ્ત્રી તરફથી સુખ મળે છે; ખરૂ પુછોતો પુરૂષને તે વીના સઘળું સુખ હશે તે વ્યર્થ છે; વળી મિત્ર તરફથી કેટલું સુખ મળે છે તેનું યથાસ્થીત વર્ણન કવીથી પણ થઇ શકે તેમ નથી; એ સુખ કયારે મળે છે કે બંને એક સ્વભાવનાં હોય છે તોજ સ્ત્રી પુરૂષ બંને એક સ્વભાવનાં હોવાથી અન્યો અન્ય પ્રેમની ગાંઠ બંધાય છે પછી તે રૂડે પ્રકારે પોતાને કાળ ક્ષેપન કરે છે; પણ દેશી રીવાજથી જેને કુમારજા સ્ત્રી મળી તેનાતો પુરો ભોગ સમજવા, શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે,

॥श्लोक॥ दुष्टाभार्याशठंमित्रं॥ भृत्यश्चोत्तरदायकः॥
ससर्पेचग्रहेवासो ॥ मृत्युरेवनसंशय." ॥ १ ॥

જેને દુષ્ટ ભાર્યા અને શઠ મિત્ર અને સાંમો ઉત્તર આપે તેવો ચાકર, અને સર્પવાળા ઘરમાં જેનો વાસ હો

ય તેને અત્યુ થાય તેમાં કાંઈ સંશય નથી. દેશી રીવાજ પ્રમાણે બાળલગ્ન અને ફક્ત કુલીન વર જોઇને લગ્નનો સબંધ સાંધે છે તેથી ગુંણે ગુંણને અંતઃકરણ મળતાં નથી, એટલે દંપતી ઘણુંજ દુઃખ પામે છે; ઉપર બતાવેલું સુખ મોહોટપણે ગુણે ગુણ જોઇને લગ્ન કરે ત્યારેજ મળેછે; કેમકે પોતાની મેળેજ ખરી ખાત્રીથી મંસાર કરે અને પછી પરણે એટલે અન્યો અન્ય પ્રીતી બંધાય તેમા કાંઇ નવાઇ નથી; જુવો પ્રાચીન કાળમાં પણ સ્વયંવર (ઇચ્છાવર) વીગરેના રીવાજ હતા તેથી દંપતી ઘણું સુખ પામતાં; પણ હાલ તે રીવાજ જતા રહ્યા અને બાળ લગ્ન કુળાભીમાંન વધી ગયાં તેથી ઘણે ખરે ઠેકાણે દંપતી દુખી અને ક્લેશ યુક્ત હોયછે, માટે પ્રિય વાંચનારા હે સુજ્ઞ પુરૂષો!! બાળ લગ્ન અને કુળાભિમાનનો ત્યાગ કરી મોહોટ પણે ગુંણે ગુણ જોઇને લગ્ન કરશોતો ઊપર બતાવેલાં સઘળાં સુખ તમને પણ પ્રાપ્ત થશે.

## દોહરો

વ્હાલ ધરીને વેગળો, કરો આપે*કુયોગ;
જેથી સર્વે પાંમશો, સંસારિક સુખ ભોગ. ૧

---

* બાળ લગ્ન અને ફક્ત કુળાભીમાંન.

જુવો મ્હોટપણે ગુણે ગુણ જોઇને લગ્ન કરવાથી અને સ્વયંવર [ઇચ્છાવર]ના રીવાજથી કેટલુ સુખ મળે છે; ને દંપતી કેવાં સપીને ચાલે છે, તે આ પુસ્તકની બીનાં વાંચવાથી જાંણવામાં આવશે; અને તેજ સુખ દર્શાવાના હેતુથી આ "રતીસ્વયંવર" નામનું પુસ્તક રચ્યું છે; વળી આ શ્રષ્ટીમાં કોઇ સ્ત્રી સર્વ પ્રકારે શ્રેષ્ટ હોય છે, તો "રતી"ની ઉપમા અપાય છે, અને સર્વ ગુણ સંપન્ન પુરૂષ હોયતો કામદેવની ઉપમા અપાય છે; તે કાંમદેવ અને રતી કયાંથી પ્રગટ થયાં અને તે બેનુ રત્નરૂપી જોડું, કેવી રીતે મલ્યું; તે વીગરેની ઘણીએક બાબતનો સમાવેશ કરીને મહાન કવી કાળીદાસે રતીસ્વયંવર નામનું સંસ્કૃત ભાષામાં પુસ્તક રચેલું છે; તે પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરવાની અમારા પીતાશ્રી ગંગાશંકર જયશંકરની ઉત્કંઠા થએલી, તે ઉપર તેમણે રતી સ્વયંવર નામનું ગુજરાતી ભાષામાં પુસ્તક રચ્યું હતું; તેને સને ૧૮૫૮ ની સાલમાં સીળા પ્રેસમાં છપાવ્યું હતું; તેને આજ કાલ કરતાં આશરે પચીસ છવીસ વર્ષ થઇ ગયાં, તેથી તે ઘણું પ્રખ્યાત નથી; પરંતુ આ પુસ્તકની કેટલીએક કવીતાઓ મેં માહારા પ્રિય મિત્ર ભાઇ ચીમનલાલ વીગરે ઘણા એક

સારા સારા સદ્ ગ્રહસ્થોને વાંચી સંભળાવી, તેથી તે-ઓને આ પુસ્તક ઉપર ઘણીજ પ્રીતી ઉત્પન્ન થઇ, અને તેઓએ આ પુસ્તકમાં સુધારો વધારો કરી ફરીથી છપાવી પ્રસીદ્ધ કરવાનું કહ્યું.

વળી ઘણે ખરે ઠેકાણે માહારાથી પણ દંપતી ક્લેશ યુકત જોવામાં આવ્યાં ત્યારે તેની ખરી તજવીજ કરતાં અને તેમના કેહેવા ઉપરથી પણ મને એમ માલમ પડ્યું કે આ દેશી રીવાજના કુચાલથીજ દુખ પામેછે, માટે તે કુચાલનું દુખ જણાવવાનો હેતુછે.પરંતુ તે દુખ દર્શક પુસ્તકો ઘણાં એક પ્રસીધ્ધછે. તે વાંચીને પણ, તેઓ હજી સુધી કુચાલ છોડતા નથી;અને કેટલાએકના કેહેવા ઉપરથી એમ માલમ પડે કે મોહોટપણે લગ્ન કરવાથી શું? અને આહા!!! કુળાભીમાંન કેવું છે કે "શું? માહારો છોકરો (છોડો) ગરણામાંથી ન ઝડપાયકે" પણ તેઓ અજ્ઞાની એમ સમજતા નથી કે તેમાંથીઆ ગળજતાં.શો પરીણામ થશે તે વીચાર કરતા નથી અને, કુળાભીમાનથી ખેંચઇ જાયછે, માટે તે કુચાલના દુખી રૂપી ઘણાં પુસ્તકો પ્રસીદ્ધ છે, પણ બાળ લગ્ન અને કુળાભીમાંન મુકીને મોહોટપણે ગુણે ગુણ જોઇને લગ્ન કરવાથી કેટલુ સુખ મળે છે, તે સુખ બતાવે તેવાં પુ

સ્તકો હજુ સુધી ઘણુ ખરે ઠેકાણે મળ્યા । નથી, માટે હું આ લઘુ પુસ્તક પ્રસીદ્ધ કરૂં છું. તેથી કરીને સુજ્ઞ પુરૂષો આ પુસ્તક વાંચીને સુખનો સાર ગ્રહણ કરશે; આ પુસ્તક મેં મારી બુદ્ધી પ્રમાણે સુધારી પુરૂ કર્યું છે તેમાં જો કાંઇ ચુક રહી હોય તો સરવે પાસેથી માફ માગુછું તેથી અપરાધ ક્ષમા ફરી સુધારી વાંચી લેવું વળી કામના પ્રસંગથી પ્રુફ બરોબર સુધરાઇ શકયાં નથી માટે તેમાં કાંઇ દોશ હોયતો માફ્કારા લખવા ઊપર ધ્યાંન ન આપતાં મહીલો સાર સમજી લેવો.

પ્રસીદ્ધ કર્ત્તા.

ફ્રે. ગં.

## દોહરો

મન માંનેલી હોયને. એક સ્વભાવ મળેલ,
(આ)તેના સુખની વારતા. નહીં કાંમ વચનેલ, ૧



# આ પુસ્તકને અગાઉથી આશ્રય આપનાર

## સાહેબોના નામની યાદી.



| નામ | નંગ |
|---|---|
| **વડોદરા.** | |
| ખાતરી ગણપતરામ મલુક | ૨૦ |
| રા. દસરથ રાધુભા | ૫ |
| ખાતરી ગીરધર મલુક | ૪ |
| શા. મોતીલાલ કેસવલાલ | ૨ |
| સરપ્આ. લલુભાઇ ગીરધરલાલ | ૨ |
| શા. લલુભાઇ હરગોવનદાસ | ૨ |
| શા. પ્રેમાનંદ કીસોર | ૧ |
| વ્યાસ મણીપતરામ સંપતરામ | ૧ |
| વ્યા૦ મગનલાલ હરીશંકર | ૧ |
| શા૦ કાળીદાસ જમનાદાસ | ૧ |
| ખાતરી કાળીદાસ મકનદાસ | ૧ |
| ઠકર. પરસોતમ લલુભાઇ | ૧ |
| ઝવેરી. જેશંઘ કંકુચંદ | ૧ |
| **બારેજા.** | |
| શાસ્ત્રી જેઠાલાલ બાપાલાલ | ૧૦ |
| સુતાર ઇશ્વરલાલ બાપુજી | ૧ |
| શુકલ પ્રભાશંકર હરગોવન | ૧ |
| નાથાલાલ પુરૂશોતમ | ૧ |
| **મુંબાઇ** | |
| શેઠ પ્રેમચંદ રાયચંદ વાળા ભાઇફકીરચંદ | ૧ |
| શા હરગોવંન પુનમચંદ | ૧ |
| **ભરૂચ** | |
| મી૦ પુરૂશોતમ ગોરધન | ૧ |
| **મેસાંણા** | |
| ગોરજી ધનજી મોસનવીજય | ૧ |
| **વેહેલાલ** | |
| પટેલ કીશોરભાઇ ધાભાઇ | ૧ |
| **ઘોઘા** | |
| મગનલાલ ચુનીલાલ | ૧ |
| ઓઝા. મનસુખરામપરભુશંકર | ૧ |
| શા અમરતલાલ વીઠલ | ૧ |
| શા ચુનીલાલ છોટાલાલ | ૧ |
| માધવજી ગોરધનદાસ | ૧ |
| **આમોદ** | |
| બાદસા મગનલાલ ઉમીઆશંકર | ૧૦ |
| રા૦ છગનલાલ દલપત | ૪ |
| **વઢવાણ** | |
| સામચંદ સવચંદ | ૧ |
| **ઇડર** | |
| ડાકતર પ્રાણલાલ મોહનલાલ | [illegible] |

| નામ | નંગ |
|---|---|
| **અમદાવાદ** | |
| ગોરજી પુન્યવિજયજી રતનવીજય શીષ્ય | ૧ |
| શા મગનલાલ ચકાસા | ૧ |
| સોની મગનલાલ ચકાભાઇ | ૧ |
| અંબાશંકર રેવાશંકર | ૧ |
| ભટ્ટ સાંકલેશ્વર અભેરામ | ૨ |
| ત્રવાડી માહાશંકર રામશંકર | ૧ |
| શેઠ નગીનદાસ લલુભાઇ | ૧ |
| પટેલ મોતીલાલ મનશુખ | ૧ |
| સેઠ મગનલાલ ફતેભાઈ | ૧ |
| શેઠ મણીલાલ વાડીલાલ | ૧ |
| શા વાડીલાલ કરમચંદ | ૧ |
| શા શીવલાલ ધરમચંદ | ૧ |
| શેઠ શોભારામ રામપરતાપ | ૧ |
| સેઠ ચુનીલાલ દેવલદાશ | ૧ |
| સેઠ હરીલાલ મુલચંદ | ૧ |
| સેઠ કેશવલાલ જેએચંદ | ૧ |
| સેઠ ડાહ્યાભાઇ હીરાભાઇ | ૧ |
| રા૦ સાંકળલાલ બાલગોવીંદ | ૧ |
| પટેલ સાંકળચંદ દામોદર | ૧ |
| શેઠ હરીલાલ રાયચંદ | ૧ |
| રા૦ માણેકલાલ મગનલાલ | ૧ |
| શા. મંગુલાલ છોટાલાલ | ૧ |
| રા. પીતાંમરદાશ વહાલચંદ | ૧ |
| જવેરી કેસરલાલ ગોકલભાઇ | ૧ |
| રાજ્ય. મોતીલાલ કેસરલાલ | ૧ |
| રા. વ્રીજલાલ પેમાભાઇ | ૧ |

| નામ | નંગ |
|---|---|
| વોહોરા અબદુલ રહીમ સમસુદીન | ૧ |
| શા. જીતમલ ગુલાબચંદ | ૧ |
| ભારત. ચીમનલાલ મગનલાલ | ૧ |
| રાજ્ય જોઇતારામ મુલજી | ૧ |
| રાજ્ય જેઠાલાલ મોતીલાલ | ૧ |
| રાજ્ય શંકરલાલ મોહનજી | ૧ |
| શા દલસુખ માણેકચંદ | ૧ |
| શા મનસુખલાલ મગનલાલ | ૧ |
| શા પીતાંબર મગનલાલ | ૧ |
| શા. માહાસુખ પાનાચંદ | ૧ |
| જવેરી ભોગીલાલ તારાચંદ | ૧ |
| શા જેએશંઘ નથુભાઈ | ૧ |
| રાજ્ય રણછોડ ગીરધરલાલ | ૨ |
| શા પોપટલાલ દલસુખ | ૧ |
| શા પરશોતમ ગુલાબચંદ | ૧ |
| ઘાંચી મનસુખ ગોવીંદ | ૧ |
| શેઠ જમનાદાસ પેમાભાઇ | ૧ |
| ભાઈ ચીમનલાલ રેવાશંકર | ૧ |
| રા. છોટાલાલ હીરાસીંગ | ૧ |
| શા છોટાલાલ હરીલાલ | ૧ |
| શા ચુનીલાલ ઊજમલાલ | ૧ |
| રા.બ. મોતીલાલ લાલભાઇ | ૧ |
| શા. ચુનીલાલ લલુભાઇ | ૧ |
| રા. મણીભાઇ ગોવીંદરામ | ૧ |
| સો. ઝવેરચ. ગીરધર | ૧ |
| શા. ચુનીલાલ વીરચંદ | ૧ |
| મેહેતાજી કખા. દેવશંકર | ૧ |

| નામ | નગ |
|---|---|
| શા૦ જેશંઘ ભાઈચંદ | ૨ |
| શા. ભોલાનાથ બાપાલાલ (કંથારીઆ) | ૧ |
| શા. શીવપ્રસાદ મણીલાલ (જોધા) | ૧ |
| આછોદ તાલુકે આમોદ જીલે ભરૂચ | |
| મો૦ ગોરધનદાસ છગનલાલ | ૨ |
| ચીરોડા | |
| જોશી મગનલાલ કાશીરામ | ૨ |

| નામ | નંગ |
|---|---|
| ધોળકા | |
| વકી નંદલાલ તારાચંદ | ૧ |
| કડી | |
| દેસાઈ કેસવલાલ છોટાલાલ | ૧ |
| દલાલ મોહન હીમચંદ | ૧ |
| શા. બાપાલાલ ભાઈચંદ | ૧ |
| નાડાપાડ | |
| ભટ. માહાસુખરામ મનસુખરામ | ૧ |



# शुद्धि पत्रक

આ ગ્રંથમાં કાંમના પ્રસંગે મારાથી પૂરૂ બીજીવાર સુધરાઇ શકાયા નથી માટે આ શુદ્ધીપત્ર જોઇ લેવું.

| પાનું. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૭ | કસ | કંસ |
| ૫ | ૫ | જાંહાંથિ | જાંહાંખિ |
| ૧૧ | ૨ | स्मणरुं | स्मर्णरुं |
| ૧૧ | ૪ | पुद्राहिन | पुंद्राहिनं |
| ૧૧ | ૨ | शयांमपी | शयामपी |
| ૧૪ | ૧૧ | પેટ | પેર |
| ૨૩ | ૪ | નાર્થા | નાર્થે |
| ૨૭ | ૧૩ | સૌ ખમરન. | સૌના સુખ કરણ |
| ૩૪ | ૫ | પમશ્વર | પર્મેશ્વર |
| ૩૫ | ૧૦ | વિધ્રશર | વિશાધર |
| ૪૦ | ૧૩ | વાત | વાટ |
| ૫૪ | ૧૬ | વિદ્ધામાં | વિદ્યામાં |
| ૫૮ | ૯ | પોપચે | પોપટે |
| ૭૫ | ૧૬ | ક્ષાર | ક્ષીર |
| ૮૯ | ૫ | વનમાં | ભુવનમાં |
| ૮૮ | ૫ | હાથ મભુ | હાથમાં |
| ૧૧૨ | ૨૦ | નહીનમં | નહી મંન |
| ૧૨૭ | ૨૦ | હાથી | હાથણી |
| ૧૧૮ | ૧૨ | कश्यनोचळीतंमनः | कस्पनोचळीतंमनः |

# ॥ अथ रति स्वयंवर ॥

## મંગળાચરણ.

### છપયછંદ.

[1]ગજાનન નામુ નિત્ય, [2]પંચાનન પુજુ પ્રિત્યે;
[3]ષડાનન કેરિ સેવ, [4]ચતુરાનન ધરવા ચિતે.
નારદાદિક જે મુન્ય, નેહથી નિત્યે નામું;
કસ મર્દન કુળ કા'ન, ભકિત હું રૂડી પામું.
વર્ણવા સુંદિર કાંમને, ચિત ધરીને ચાહુછું.
કવિ ગંગાશકર સાચુ કહે, હેને રતિ ગુણગાઉછું. ૧

### દોહરા.

ગુણનિધિ ગુરૂને નમું, પ્રિત્યે રહુ કરજોડ;
સૌ કવિને કરૂ વિનતી, કોય ન દેશો ખોડ. ૨
ભય વિનાશક ભકતના, યોગેશ્વર આધાર;
શકતી પુરણ પ્રેરજો, સાર માંહિ જે સાર. ૩
સર્વ સંકટ ટાળવા, પ્રગટ થયા સુર એજ;
શુદ્ધિ શુભ તુર્જથિ થશે, તદાકાર તુજ તેજ. ૪

---

૧ ગણપતી. ૨ મહાદેવ. ૩ કાર્ત્તિકસ્વામી. ૪ બ્રહ્મા.
૫ દેવ.

કરો કૃપા કિંકર પરે, જન્મ સફળ મુજ થાય;
શોભ રચના શબ્દની આપો અમૃત ન્યાય. ૫
રાય રણછોડને નમું, કરજયો ગ્રંથ પ્રસાય;
જે તુજને નિત્યે નમે, (તેનાં) પાતિક દૂર પળાય. ૬
ઈંદ્રાદિક નિત્યે નમે, નિગમ નિતી ગુણગાય;
પોકાર પુરાણે સદા, લેસકો પાર ન પાય. ૭
મુક્તિ કિર્તિને કારણે, ગુણ તેના હું ગાઉં;
કરૂણા કરજો નાથજી, અગુણ છુટિ ગુણિ થાઉં. ૮
સર્વે મનુષ્ય માત્રને, ગમતો રચિયે ઘાટ;
કથા રતીને કામની, સુણતે મટે ઊચાટ. ૯
રતિસ્વયંવર વાંચજો, કરૂ કવિતા પેર;
જેમ વાંચે નર નારિઓ, પોતા કેરે ઘેર. ૧૦
સંસ્કૃતમાંથી શોધિયું, પ્રાકૃત રચિયે પંથ;
વાંચ્યે વિનોદ વપુ વધે. કાં કામ્યનિકે કંથ. ૧૧
વાંચે જે આ વારતા, રાખી પુસ્તક પાસ;
બુદ્ધિબળ સારૂ વધે, થયો મુને આભાસ. ૧૨
બ્રહ્માએ સતજુગમં, મનથી ધાર્યો મેળ;
પદાર્થ પુરણ મેં પ્રગટિયા, ખરા રચ્યા સૌ ખેલ. ૧૩
જંતુ ઝીણા તંતુ સમા, ઘડયા ગજ સમ ઘાટ;
મનુષ્ય કરયે મુજ મનથી, અળગા થયા ઉચાટ. ૧૪

પ્રગટ કરૂં કો આનવો, ઊજ્વળ નિરમળ અંશ;
રે' નિત્ય મારિ નામના, વારૂ શોભે વંશ. ૧૫
એવું ધારી આપથી, રચ્યું રઢીયાળું રૂપ;
બ્રહ્મા કેરા મન થકી, પ્રગટ્યો ભારે ભુપ. ૧૬
આપ્યું તેજ ત્રણલોકનુ, કોટિ ચંદ્ર પ્રકાશ;
સુંદિર દેહ સોહામણો, શોભે પુષ્પ સુપાસ. ૧૭
ત્રિપુંડ્ર તિલક કપાળમાં, સાર સહિત સોહંત;
બ્રહ્મા તેને ભાળતાં, મન સાથે મોહંત; ૧૮
કાંમદેવ કરિ સ્થાપિયું, તે નર કેરૂં નામ;
જેને કો જીતે નહીં, જો જો ઠાંમો ઠાંમ. ૧૯

## ચોપાઈ

ભણે વિદ્યાને ચાતુર થાય, ઉપમા કોનીં નવ અપાય,
એહ વાત અહિંઆંથી રહી, પછી પેર બીજી શી થઈ; ૨૦
વિશ્વામિત્ર રૂશિ તપ કરે; ભાંમ્પનિ ત્યાં એક નિરજ ભરે;
જાગ્યા રૂશિ તજીયું ધ્યાંન, ખણ ખણ શબ્દ સુણ્યોત્યાંકાંન૨૧
લાંછન દિઠું તેહુનિ દેહ, રૂશિએ વિચ્યાર્યું તેહ;
સૌ નારીમાં લાંછન હોય, નિર્મળ સ્ત્રી નવ દીસે કોય; ૨૨
સઉનિ બુદ્ધી પાંહાંનિ તળે, ચતુર હોય પણ ઠગથી ચળે;
એવિ વાત વિચ્યારી આપ, કરવા માંડયો ત્યાં સંતાપ; ૨૩
તે રૂશિના તપનું પુંન્ય, પ્રગટિ મૈંમદ્ના નહિ કાંઈ નુંન્ય;

બાળા બાર વરશનીજ થઇ, આવી સનમૂખ ઉભી રહી; ૨૪

## છપયછંદ

જાંણે ચદ્ર પ્રકાશ, ચૈતર શુદ પુનમ દીને;
કલંક નાંમ નહિ કેંણ, ચતુર દીસંતી ચીંન્હે;
હસ્તૂ સુંદીર મુખ; દાંત દાહાડમનિ કળિઓ;
પેટ સહિત અગ ઠેઠ, સુંદિર પગનિ આંગળિઓ;
આભૂશણ અંગે ઓપતાં, શોભા સઘળી સાર છે;
રતી નામ અરપણ કર્યું, ઉપમા સાસ્ત્ર અપાર છે; ૨૫

## ચોપાઈ

એનિ ઉપમા એને હોય, એ સરખી બિજી નહીં કોય;
વર્ણન કરતાં મુરછા થાય, કઠિણ હૈયા વિણ ના કેવાય:૨૬

## છપય છંદ

ઇંદ્ર દેખે જો આંખ્ય, માંખ્ય થઇ મુખપર બેસે;
ચંદ્ર જુવે જો ચિંન્હ, (તો) પોતે ચિંતામાં પેસે;
બ્રહ્મા (જો) જાંણે ભાળ્ય, દોડે પછવાડિ દાંડી;
દેખે દુર્યોધન દેહ, દાખે અંગ ઉઘાડી;
ક્યાંહાં વિક્રમ નૃપભુપતી, શિવ સરખા સમરથ છળે;
ગરવિષ્ટ જે રાવણ સમા, ચે ખડકી ન મળે બળે; ૨૭

## ચોપઇ

એવું તે રંભાનું રૂપ, દેખી રૂશી થયા ત્યાં ચૂપ;

કલંક નાંગ ન દિઠું કેહેણુ, ભંગી ગયા જેમ દિવે ભેગુ;૨૮
વિખિયાત થવા માંડીયો, નાઠા મુનિ આશ્રમ છાંડિયો;
નાસે હરણ દેખિને ભીલ, ત્યારે તેણે વિચાર્યું દીલ; ૨૯
શાંગા સઘળું એતો આપ, ચોટ્યો ક્યાંથી મુક્યું બાપ;
જાંહાંથિ થૈ બેઠિ જેટલે, કાશિ રાજા આવ્યો તેટલે; ૩૦
શિકાર રમવાને કારણે, છડે છડો નગ્રી બારણે;
માંહી કહિ નારીએ પેર, તેડિ લાવ્યો પોતાને ઘેર; ૩૧
બે'ન પોતાનિ મનમાં ગણી, જેહુનિ માએ કન્યા જણી
રાખી શુભ ઠેકાંણે તેહ, દેખે નહીં કો તેના દેહ; ૩૨
એકાંત સ્થળ રચિ રાખિ માંહ્ય, પુરૂશ નામ ન આવે ત્યાંહ્ય;
જેમ દેહમાં સતાયો જીવ, ગુફિ જાંહાં ઠેકાંણું દીવ, ૩૩

## દોહરા.

રાએ મન વિચ્ચારિયું, આંણી અધિકું હેત;
કંન્યા દાંન કોડે કરૂં, બેશી સભા સમેત. ૩૪
લાયક વર એને મળે, કરૂં સ્વયંવર સાર;
ચમક લો'કુ અન્ય લોહને વળગે આંણી પ્યાર. ૩૫
રૂપે રંગે ડા'પણે, વનિતા વિદ્યાવંત;
એવો રૂડો કયાં હશે, કાંમ્યનિ સરખો કંથ. ૩૬
વિચ્ચાર કરી મનમાં ધરી, પુછી રતીને વાત;
સારો મંડપ શોભતો, રચ્યું હવે સાક્ષાત. ૩૭

આજ થકી નવ માસમાં, પૂરૂં થાશે કાંમ;
મુકશુ મંચ સોના તણા, ખરચું ઝાઝા દાંમ; ૩૮
ઓળે ઓળે ખુરશિઓ,. મ્હોટા કરિને મે'લ:
ટોટો નથિ કાંઇ જાણશનો, શઘળું આપડે સે'લ. ૩૯
રત્ન જડીશું સ્થંભમાં, સ્ફાટિક મણિની ઓળ;
માંહ્ય મહિપતિ સુત બેસસે, (તું) માક્રમ તેનાં તોળ.૪૦
દાશ ન દઇશ કોઇને, ચાતુર જોજે ચિત્ત;
પછી પ્રીતથી પરણજે. રૂડી વિચ્યારિ રીત. ૪૧
સારૂં શાંમાએ કહ્યું, વારૂ ગમ્યા સૌ વેણ;
પણ પોતાના દીલમાં, કડવાં લાગ્યાં કેણ. ૪૨
એકાંત ગઇ તે [1]અર્ભકી, મુકયો મુખ નિશ્વાસ;
તે પોપટ સઊ ચેતિયો. હુ તુ પાંજરૂ પાશ. ૪૩
શુદ્ધ શુક સુળ પાંણનો, ચતુર શિરોમણ બે'ન;
લીલો લાલ પાંખો ઘણી. નૌતમ સુંદિર નેંન. ૪૪
બોલિ ઉઠયો તે બુધથી. કેમ છે બેનિ ક્રોધ;
સમજયોછુ હું સુંદરી, બાળા કરચ એ બોધ. ૪૫
શું સંકટ તુજને પડયું, નડયું કવણ વણ કાજ;
પરવત સરખું દુ:ખ ગણે, તનથિ કરે સુખતાજ. ૪૬

---

૧ બાળકી.

## ચોપાઈ.

ભાઈએ દુઃખ તુજથિ નહિ મટે, કહુ તુજને તેતો નવ ઘટે;
કશા કરમ તણા જે ભોગ, કુડા કંથનો થાય સંજોગ. ૪૭
સહુકો સુખ ભોગવવું ચા'ય, મુજને તે બહુ ચિંતા થાય;
જોડે જોડું જો નવ મળે, અધિક પણાથી હૈયું બળે. ૪૮

## છપય છંદ.

આવે રાજ કુમાર. પાર તેનો હું પાંમું;
દખું સર્વ ગુમાર, ત્યારે સુખ સઘળું વાંમું;
કરૂ નિંદાનાં કે'ણ, વેણ જો વિસ્મિત બોલું;
જરૂર મને દ આળ, પડદો જો પેટનો ખોલું:
કહેશે એકે નવ ગમ્યો, ધિક્કારે [1]ધરાણી સહુ;
માટે દુઃખ હું મનમાં ધરૂં, પોપટજી સાચું કહું.૪૯

## ચોપાઈ.

કે પોપટ એમાં શો ખેદ, ભણ્યો ઘણા હું ભારે ભેદ;
દશ પરદેશ જોયાછે બહુ, લાવું કંથ હું સાચુ કહું. ૫૦
તા'રા સરખો સઘળી પેર, પરણાવું હું તેને ઘે'ર;
પક્ષીછું પણ ખળનો બાપ, ન કરિશ તું નારી સંતાપ. ૫૧
હું કોનો ઠગ્યો નહી જાઊ, જ્યાં રહું ત્યાં સુખીયો થાઉં;

---

૧ પ્રથ્વી, પણ આ ઠેકાંણે એમ લેવાનું છે કે પ્રથ્વીમાં રેનારા સર્વે મનુષ્યો.

નથિ માંરે, દંશત કોતાણી, આવે જો ઈંદ્રાસન ધાણી;પ૨
જો પરવતમાં જઇ છુપાય, આયુશ ખુટયે નહી ઊપાય;
મોત આવ્યે સૌ નીશ્ચે મરે, એનો શોક શુરા નવ કરે. પ૩
માટે મારો નકરીશ શોક, જોઉ દેસ બાધાના લેક;
લાવું રૂડો ચતુર સુજાંણ, તો વાંણિ મારિ પ્રમાણ. પ૪
મેળવું તુજ સરિખો તુને, તો પોપટછ કેંજે મુને;
થોડે દિવસે અહિં આવશું વધામણી રૂડી લાવશું; પપ
અસત્ય કહુ તો ઇશ્વર આંણ, કરૂ કામ તો સાચો જાંણ;
માટે શિઘ્ર રજા દિજીએ, કામ પછી રૂડુ કીજીએ. પ૬

## છપયછંદ.

આપ ઉડયો આકાશ, આશિશ દેઇ રતિ સતિને;
લાવું ભાગ્ય શુભ પેર, ઘેંર જઇ ચતુર પતીને;
રૂડો જસ તુજથિ (હું) લેઊ, દેઉ જો સુંદિર સ્વાંમી;
પછિ કહેજે ધન ધન્ય, પતિ રૂડેરો પાંમી;
તુજ સરખો તુજ જેવડો, રૂપે રંગે ડાંપણે;
જો એવું હવે નીપજે, (તો) સ્નેહ ઘણો વધે આપણે.પ૭

## દોહરા.

પુરવ દિશાએ પરવરયો, કર્યો પ્રિત(થી) પરવેશ;
નિત્ય નવી હવેલીઓ, નિરખે દેશ વિદેશ. પ૮
આવ્યો આપ ઉજેણમાં, નવ તે રીજ્યા સાર;

શાંય વિક્રમના વંશનો, પામવા રૂડો પાર. ૫૯
વિક્રમ કરતાં ઉતલી, પેંડિઓ છેક અનેક;
પણ તેતેના વંશનો, પ્રિય દરશન ભુપ એક. ૬૦
તેને સુંદર દિકરો, પ્રિયંવદ એવું નામ;
પોપટ ફરતો પ્રેમથી, આવ્યો તેને ઠામ. ૬૧
પ્રીયંવદ સુત (તે) રાયનો, બેઠો મોલા માંહ્ય;
હિંચે હિંચકે હેતથી, આવ્યો પોપટ ત્યાંય. ૬૨
આવું અવળું જોઇને, બેઠો બિટિયે ભ્રાંત્ય;
અને બિજો રાય સૂત. ત્રીજું નહી એકાંત. ૬૩
રૂપશાળિ શુભ રાજ્યતી, ભારે મોટો ભુપ;
પોપટજીયે પ્રેમથી, જોયું તેનું રૂપ. ૬૪
દશ આંનિ આ દેશપતી, રૂપે રતિથી તુન્ય;
પણ બુદ્ધિ કેવી હશે, કેવું પ્રાક્રમ પુન્ય. ૬૫
એવું વિચારે જેટલે, તેટલે ટીંગ્યો તેહ;
ઝડપ અજાણ્યો ઝાલિયો, તે પક્ષિનો દેહ. ૬૬
મુક્ય મુક્ય મુખથી કહ્યું, પણ ન મુકે રાય;
ઘાલ્યો [1]પિંજર આંણિને, પછી રીત શિ થાય, ૬૭

## ચોપાઈ.

કુંવર તેને કે'છે કોણ, અમ્રત સરખાં મીઠાં વેણ;

---

1 પાંજરૂ.

ભાઇ તુજને દુખ નહી દઉં, પુછિ વાતને પારજ લેઉં.૬૮
રાજદ્વાર રેહેનારો તુંય, ચેંહેન થકી ઓળખુછું હુંય
માટે સાચું મુજને કહે, પછિ ગમેતો અહિયાં રહે; ૬૯
કરિ પરિક્ષા જે કાંઇ અમો જુડી કેસાચિ કોહો તમો;
કે' પોપટ એ સાચી વાત, નહિ જુઠિ કાંઇ માહારાભ્રાત ૭૦
સંક્ષય એક ઊપન્યો છે મુને, તે માટે પુછું હું તુને;
વિના નારી કેમ વશિયા વાસ, સુનો બહુ દીસે અવાસ;૭૧
પરણ્યા કે કુંવારા તમો, ઉત્તર દ્યો પુછુંછું અમો;
સાચુ બોલજો આપો આપ, નહિ તો બ્રહ્મ હત્યાનું પાપ;૭૨

यत्रनास्तिदधिमंथनघोशो । यत्रमित्ररमणंनाविनोदात् ॥
यत्रनास्तिगुणगौरवरामा। तान्यरण्यसदृशाणिगृहाणि ॥ १

## છપયછંદ

નહિં (જયાં) વહલોંણા ઘોશ, ન થાય જ્યાં રાતે ઘુઝચો
નહિ જયાં ગુણિયલ નાર, બાવત શુભ રૂડી બુઝચો;
નહિ જ્યાં મિત્ર વિનોદ, પુરણ અંતરનિ પ્રીતી;
નહિ રજનિ શુભ રંગ, અંગ મરદનની રીતી;
નહિ સજ્યામાં સુંદરી, તે સમશાન સમાન છે;
અંગાશંકર કે ગ્રહસ્થ પણ, વીના સ્ત્રી દુસ્થાન છે;૭૩

## દોહરો

પોપટ કે ભઇ સાંભળો, સાચુ કહુ દ્રષ્ટાંત;

શાસ્ત્ર વિનામાંનો નહીં; માટે કહુ એકાંત; ૭૪

धिकतांबुलविहीनमाननतिलं, धिकपाणिमस्मणाक ॥
धिकवेदोक्तिविवर्जितांचरसना, धिकराजशून्यासभां ॥
धिकग्रामचतरांगिणीविराहत, धिकपुंड्रहिनमूखं ॥
धिकभुक्तंघ्रतवर्जितचवानेता, हिनांतुशयांअपि; ॥१॥

**(અર્થ] આર્યાછંદ અથવા ગાથા**

તાંબુળ ચાવ્યા વિનાનું, મુખ જે હોય ધિક્કાર છે તેને;
ધિક હાથ મનુષ્યોના, [1]સુવર્ણ શોભતું નથિ જેને; ૭૫
ધિક્કારજ બ્રાહ્મણને, વેદ ભણ્યો નહિ લગીરેકે;
ધિક્કાર શુન્ય [2]સભાને, પંડીત હોય નહિં એકે; ૭૬
ધિક્કાર છે *નગરને. [3]તરંગિણી કદી ન હોય પાસે;
ધિક [4]વદન મનુષ્યોનું, [5]ભાલમાં ટિલક નહીં ભાસે, ૭૭
ધિક્કાર છે વળિ જેહને, ઘ્રત વીના ભોજન કરે તેને;
(પણ) મ્હોટો ધિક્કાર જેછે, સજ્યામાં નથિ સુંદરિજેને; ૭૮

**ચોપાઈ**

અરે બેઅંક્યા તું બોલે બોલ, કરે નહિ કાંઇ મનમાં તોલ;
પિયર વનીતા જયારે જાય, ત્યારે શું કાંઇ બિજી થાય; ૭૯

---

૧ સોનાની વીંટી વિગેરે ૨ રાજા વીનાની સભા તેમ સભા વીનાનો રાજા* ગાંમ; શેહેર. ૩ નદી, ૪ મુખ ૫ કપાળ.

એક પત્ની વ્રત જેને હોય, તે તુજ વચન ન માંને કોય!
રૂડી [1]રાંમા મારે ઘેર, પણ તેનિ શું કહીએ પેર; ૮૦
પીયર ગએ થયા બે માસ, અહીંથી થોડે છે આવાસ;
ઊગમણો દરવાજો જાંહય; પિયર પ્રેમદાનું છે તાંહ્ય; ૮૧
વણિક તણી પુત્રી છે એહ, પરણી પુરણ સ્નેહે તેહ;
સતીપણું વખાણ્યું સહી, ત્યારે હા પરણ્યાની કહી; ૮૨
આત્મ હત્યા કરતિતી આપ. મુજ મુસ્તક ધરતીતી પાપ;
દેખી મુને રહી નહિ ધીર, જેમ માંછલું દેખે નીર; ૮૩
છાંના કાગળ લખિયા મુને, તે પોપટ હું શું કહુ તુને;
જોઇ ચ્યાતુરી પરણ્યા અમો, પક્ષિ જાત શું જાણો તમો; ૮૪
એક પતિવ્રત પાળું પ્રીત, શાંમા પતીવ્રતા છે નિત્ય;
તેડી તાત એનાને ઘેર, દ્રવ્ય આપવા કીધી પેર; ૮૫
પણ દમડી નવ લીધી એક, એવો શેઠ તણો વિવેક;
કંકુ કન્યા દીધી મુને, સંક્ષેપે સભળાવું તુને, ૮૬
મારે એને સાચો સ્નેહ, જેમ ઇચ્છે બપૈયો મેહ;
એક દિવસ મે માગ્યું નીર, ત્યારે વડાં કરતિતી ચીર; ૮૭
વાર લાગિ પાંણી આપતાં, મુરખાઇથિ મોટાઇ માંપતાં;
ચ્યાર માસ તજી મેં એહ, ન જોવો કહ્યું તારો દેહ, ૮૮
ત્યારે તે પસ્તાવો કરી, બેઠિ સોક હૈયામાં ધરી; (પણ)

---

1 સ્ત્રી

બોલ્યો હું મિથ્યા નવ થાય, માટે ફરી કાંઇનવ કેવાય;૮૯
ઘણીક મુજને આવી દયા, પણ બોલ કહ્યા તે કહ્યા;
જા પિયર વેહેલિ આવજે, માસ ચ્યાર પછિ કહાવજે; ૯૦
તેડવા હું આવું જાહરે, નિખિશ દેહ તારો તાહ્યરે;
તે દીવશની ગઇ છે ત્યાંય, મલુકચંદશા રેછે જ્યાંય; ૯૧
એવું કહિ રંગ [1]કિરનાગણ્યા, ઉઘાડતાં [2]અગિઆરા ભણ્યા
પોપટ પોતે ચાલ્યો જાય, પોતાના મન રાજી થાય. ૯૨
આવ્યો પિયર નારીનેં પ્રીત, બેઠો પક્ષિની જેમ રીત;
સમી સાંજ પડી તે સમે, હવે જુવો શું હરિને ગમે. ૯૩

## દોહરા.

શુક ગયો શાંમા કને, જોતો નિશાંની જાંહ્ય;
પછિ તે પાછળ બારિ હતી, બેઠો ગોખે તાંહ્ય. ૯૪
ગોખે બેઠિતિ ગોરડી, સમિ સાંજ વેળાય;
તે ઠાંમે એક વિપ્રજન, રાજમારગ પળાય[3] ૯૫
આતુર થઇ તે અંગના, સાંભર્યું સ્વામિ સુખ;
સુદ્ધી બુદ્ધી ઊડી ગઇ. દીઠું છેલનું મુખ. ૯૬
પોપટે તે પ્રેમદા, ઓળખિ આપો આપ;
આ કન્યા રાજા તણી, મનમાં આણ્યું માપ. ૯૭

---

૧ પોપટ. ૨ નાશી ગયો. ૩ જાય.

## છપ્પયછંદ.

રહો ઉભા દ્વિજ રાજ, કાજ કહુ તે કીજે;
થાય મુને જેમ સુખ, આશિશ એ રિતે દીજે;
ઘેર નહી મુજ માત, તાત પરદેશ ગયાછે;
તજ્યો સ્વાંમિયે સ્નેહ, માસ બે આજ થયાછે.
હો જોશી તો ગ્રહ જુવો, (નં) વૈદ હો તો આવો અહીં;
પોળમાં પેસતાં સન્મુખે, કોય થકી ડરશો નહીં. ૯૮

## ચોપાઈ.

કુંશી બ્રાંહ્મણ શોભિત છેલ, ગૌરવરણનો દિઠો મહેલ;
વળી એકલી જાણી તેહ, ગયો કરવા નારિશું નેહ. ૯૯
પોપટ મન વિચ્યારી પેટ, (આ) પરણીછે રાજાને ઘેર;
પ્રીયંવદ તણી પ્રેમદા, એમાં સંક્ષય નહોય કદા. ૧૦૦
વિખાણ કરયાં તે ઉઠિવાટય, ગયો ઘરમાં જોવા માટય;
જણાઇ ચાતુરી રાજા તણી, મુરખ સૌનો સીરોમણી.૧૦૧
બેઠો બેઠો પોપટ જુવે, સંશય પોતા કેરો ખુવે.
ચાવી પાંન પોશાકે સજી, આવે બ્રાંહ્મણ શંકા તજી; ૧૦૨
નથિ ઘેર ભાઇ ભાંન્ડું કોય; પોપટ સઘળું દ્રષ્ટે જોય
દીપક મુકયો દીવી જાંહ્ય, શોભા વ્યાપી રૂડી ત્યાંહ્ય, ૧૦૩

## દોહરા.

આસન આપ્યું વિપ્રને, બેસારયો દઇ માન;

સઘળી વાત પોપટ શુણુ, ધરિને એકું કાંન. ૧૦૪
૧ભુદો શુણો કે ભામ્યની, હશિને બોલિ આપ;
૨ત્રણેરે હત્યા તુજને, (જો)મુજથી રાખે પાપ. ૧૦૫
કોણ ગોત્ર છે તમ તણુ, કેવી છોજી નાત;
દિસંતાતો ઊચ જન, જુવંતિ કે તમ જાત; ૧૦૭
બ્રાંહ્મણ કેરે ભાંમ્યની, અત્રિ ગોત્ર અમ હોય,
આકુ અવળુ ગોરે, (તો)આવશે ઘરમાં કોય.૧૦૮
નારી કહે સ્વામિ સુણો, ગોત્ર તાણીછે રીત;
અત્રીસુત જે ચંદ્રમા, કરિ ગૌતમ ઘેર પ્રીત. ૧૦૯
તેના વંશના છો તમો, ન ઘટે બીહિવું નેક;
એની સ્ત્રિ હતી મુરખી, હુંતો ચતુરા એક. ૧૧૦
ડરૂ નહી દિલ માહ્યરે, શુણજે સ્વામી સાર;
કોઇ દીન્ચે કીધું નથી, જન્મ ધરીને જાર. ૧૧૧
હતો સ્નેહ બહુ નાથશું, આજ ચહડિ છે રીસ;
બે માશ અહીં વહિ ગયા, નથિ તેડયાનુ મિશ.
ડાહ્યા વાહ્યા જાયછે, ચતુરાનો એ ચાલ;
મુસ્તક મારૂં જૂતિયો, હળવા કરૂં હવાલ. ૧૧૩
વિના સ્વારથ વનિતા તજી, મોહોકમ થઇને મુઢ;
ઘણો પ્રાક્રમી જાણુતી, તે થઇ બેઠો ગુઢ. ૧૧૪

---

૧ બ્રાહ્મણ, ૨ બ્રહ્મહત્યા બાળહત્યા, ગૌહત્યા.

પતિ વિના પાણી નવ પીઉં, ચાંપું નિત્યે ચર્ણ;
જે કાંઇ વાત એ ઊચરે, કોડે સાંભળુ કર્ણ. ૧૧૫
હવે સમજિ હું આજથી નબદૂ એને નામ;
પજવું ઝાઝા પ્રેમથી, કરૂં કૂડનું કામ. ૧૧૬
બ્રાહ્મણ કે'રે ભાંમ્યની, સાંભળ સાચી વાત;
રૂડો ભુંડો જાંણજે, એતો તારો નાથ. ૧૧૭

## ભુજંગીછંદ.

તમે સ્વામિ મારા સુણો વાત સાચી,
ખરે જાણજો હું નથી કાંય કાચી;
નથી માહયરે એહનું કાંમ ઝાઝું,
હવેછે તમારૂં ખરે કામ સાચુ. ૧૧૮
ઘણો ગર્થ છે માહ્યરે ઘેર ઝાઝો,
થશે આપણે પ્રેમતો તાજતાજો;
નક્કી જાણજો એ બધું આપનૂંછે,
તમારા થકી શું? વધું કાગનુંછે ૧૧૯
જરૂરે તમે જાણજો સ્વામિ મારા,
તમોતો ખરે માહયરા પ્રાણ પ્યારા;
કરી તેમને પાંન લાવીજ સાતે,
પછી બીડિયો વાળ આપેજ હાથે. ૧૨૦

## મનહરછંદ

તેજાંના તમામ મુકી, પ્રેમે કરી પાંન બીડી;
હસી હસી જાર (ના) મુખ, માંહિ આપે ધરે છે:
મુખ ઝટ પાછું ખિંચી; બ્રાંહ્મણ તે આપે ખશી.
હાથવતી બિડો લઈ, કાલા વાલા કરેછે;
જ્યાદ જવાદે હવે, મુને રજા આપો માટે;
બીડિ આપી રજા થઇ, રાજ નિતી જાણજે;
નારી તો વિસ્મય થઇ, શુદ્ધ સાન ઉડી ગઇ,
નહીં જવા દઉ તુને, સાંગી સાચ્ચુ માનજે. ૧૨૧

## ચોપાઈ

કહે બ્રાહ્મણ સુણ ભોળિ વાત, ઝાઝુ ન બકય માઝમરાત;
તા'રા કર્મ તણો એ વાંક, જાવા દે હું તો છું રાંક. ૧૨૨
મુને જાર કરવું નવ ઘટે, મેંહેણાં ખાતાં સુખ સામટે.
ન રહે છાંનું કીધું પાપ, તે તું સમજે આપો આપ. ૧૨૩
એ રાજા જો શુણી દેય; તો ના એને કો નવ કેય;
ગ્રન્થ ઘણા ભણ્યોછું આપ, જાર કરયે બહુ લાગે પાપ.

## દોહરા

"જારી જિવ જોખમ કરે, જાર થકી જર જાય;
જારીથી જશ નવ રહે, અધિક થાય અન્યાય. ૧૨૫
પગલે પગલે પાપછે, ડગલે ડગલે દુઃખ;

જાર કરમ જેણે કર્યું, સ્વપ્નામાં નહિ સુખ. ૧૨૬
સારૂં લાગે સ્વલ્પ પણ, જાયછે જરા જર જોર;
માટે મુજને નવ ઘટે જાર કર્મ જે ઘોર. ૧૨૭
ઝાડ ઝેરનું જારી છે, માઠાં તેનાં મુળ;
મૂરખ મન મોટમ ગણે, મારે મન તે શુળ. ૧૨૮
જાર ગણે કરિ જારિયો, લાભ લિધો મેં લાખ,
પણ ઝાકળ જળ ઝાંઝુવાં, મારે મન તે રાખ". ૧૨૯
નારી કે'સુણો નાથજી, કરોને મારિ પ્રીત;
કોય તેને જાણે નહિ, કરીયે તેવિ રીત. ૧૩૦
બ્રાંહ્મણ કે'રે ભાંમની સાચી કહૂંછું વાત;
પરભવ પડવું નરકમાં તે કહુછું સાક્ષાત. ૧૩૧
"[1]વિજારિ કીધે શું થશે, જુવાંની કેરૂં જોર;
કાં પુરૂષ કાં પ્રેમદા, [2]ચતુર્ભુજ કેરા ચોર, ૧૩૨
ઝાકળ કેરાં ઝાંઝુવાં, ઘડી એકનું સુખ;
ગરક થવું જૈ નરકમાં, દાહાડા ત્યાં દુઃખ." ૧૩૩

## ચોપાઈ

તાહારામાં શુ દિઠું નૂર; જોબનતો પાંણીનું પૂર;
આવે જો અહીં સગુણાસતિ,તો વિષય નવ ઇછું રતી.૧૩૪
ઊત્પન્ન થઇ ઉત્તરમાં જેહ, વસંત રતુની નારી તેહ;

---

૧ વ્યભીચાર ઢાંકવો, ૨ ઇશ્વર

એવું કહિ અગિયારા ગણ્યા, પછી બોલબીજા નવમણ્યા.

**દોહરા**

પોપટ મન વિચ્યારિયું. ધંન ધંન બ્રાહ્મણ ધિર,
પરદારા ઇચ્છિ નહીં, વડો તુ મો'ટો વીર ૧૩૬
ઓંચાતો શુક બોલિયો, સાંભળ વનિતા વાંણ,
જો જાણે તુજ ઘર ધણી, (તો) થાય હસારત હાંણ, ૧૩૭
(પણ) છે બિચારો ભોળીયો, રૂડો રાજકુમાર;
વણીક સુતા ક્ષત્રી થઇ, વર્યો અકુળનિ નાર. ૧૩૮
પાક્રમ વંત હોય પ્રેમદા, તો તો એનું પુન્ય;
તુંતો નિચમાં નિચછે. નુન્ય થકી પણ નુન્ય, ૧૩૯
મોહયો હશે શું મહિપતી, પ્રિય દરસન સુત પ્રેમ;
જેણે લક્ષધા દામનું, ઘડી પે'રાવ્યું હેમ. ૧૪૦
ફટય ફટય કે'છે કામ્યની, કાળા મ્હોના કીર;
સતી તાણી નિંદા કરે, ખોવું હશે શરીર. ૧૪૧
જૈ આવ્યો હઇશ નાથ ઘે'ર, એમાં નહિ સંદેહ;
સઘળિ વાત જાણુ અમો, સાચો ધણિશું નેહ. ૧૪૨
પ્રાક્રમ જોવા પુરૂષનાં, તેડયોતો મેં આજ;
નરગાં *નિર કેવું હશે, કરવા સંદેહ તાજ. ૧૪૩
સોમાં એક સાચો પડયો, પૂજન લાયક પાત્ર;

---

* પાંણી

એને મારો ઘર ધણી, બીજા તે તૃણ માત્ર. ૧૪૪
થોડા દિવસપર પુછિયું, સ્વાંમીયે એકાંત;
જીતેંદ્ર પુરૂશ જો હોયતો, ભાગું મનની ભ્રાંત. ૧૪૫
તે શું ભાઇબાંધ કરૂં, મિત્રાઇના તે મેળ;
વીસામો સૌ વાતનો, ખરી રીતના ખેલ. ૧૪૬
સાહ્ય થૈએ એક એકને, કરિએ રૂડાં કાંમ;
કિરતી વધે સૌ દેશમાં; પ્રથવી ઠાંમો ઠાંમ; ૧૪૭
બે મહિના પછિ નાથને, કહિશું નિપન્યું સર્વ,
મિત્રાઇ કરશો બે જણા, મુકી મનનો ગર્વ; ૧૪૮
સો જોયા મેં સામટા, રૂડા રાજ કુમાર;
ચતુર ખરા પણ ચોરટા, જુવંતીયોના જાર; ૧૪૯
બ્રાહ્મણ આ સારો મલ્યો, વાહ્યો કદિ નવ જાય,
જોજે તું દિન સાઠમાં, મિત્ર અમારો થાય; ૧૫૦
વિના જોયે મિત્રાઇ કરી, એક માંણસે એમ;
જીવ ખોયો તે ભુપતી, સમજ પક્ષિ તું તેમ; ૧૫૧

## ચોપાઇ

પોપટ મન વિચ્યારજ કરે, સાચી થઇ મુને છેતરે;
મારિ નંખાવે મુજને મેળ, કે પીલી કહડાવે તેલ; ૧૫૨
નિશ્ચે પતિ તો પાયે નમે, જો શિખવે તો મુજને દમે,
એ વાતે કાંઇ નહિ સંદેહ, નિશ્ચે વિચારી કિધી એહ૧૫૩

રતિ એહનતો રૂડાં હશે, આગળ જાતાં સંદેહ જસે;
ભર્યા મગમાં દાંણો એક; ચાંપિ જોયે જડે વિવેક, ૧૫૪
રતી સતી બિજી નહીં કોય, દશ વોદશો સઘળે જોય;
હશે હવે અહિંઆં શું કાંમ, ચાલો જઈએ ઉત્તરઠાંમ; ૧૫૫
સગુણા શબ્દ બ્રાહ્મણે કહ્યે. તે પોપટે મનમાં લહ્યો;
વસંત રતુ તે ફાગુન્ન હસે, પ્રાક્રમ જોતાં કારજ થશે; ૧૫૬

## છપયછંદ.

કહે પોપટ શુણ નાર, બિહિશ નહીં મનમાં મુજથી;
પણ મુજને શું લાં'ણ, પાં'ણનું આવે તુજથી;
જાંણે જો પતિ ભુપ, દેહ દમે તૂજ દાવે;
(પણ) પતિ રાખે વિશ્વાસ, તેથિ બહુ તુજને ફાવે;
અમો અમારા માર્ગે જઇ, જરૂર ત્યાં સુખીઆ થશું
પણ કાંઈ ગરવ આંણીશ નહીં, જાંણી મુને પક્ષીપશુ; ૧૫૭
સુંદરિ કહે શુણ શુક, ચુકિશ નહિ ચતુરાઇ ચિત્તે;
કે'જે વજાડિ ઢોલ, તોલ મુજ પુરણ પ્રિતે;
કલ્પે સૌ અનુમાંન; માંને પછિ હોય જો સાચું;
કેહેનારાને હાંણ્ય, જો વાક્ય વિચારે કાચું;
માટે મૂંહ હલવો પડીશ, નહિ (તું) તેણે નહિ ડરૂ;
કો કેશે સિંહ [1] દાદુર ચરે; (તે) લોકો કેમ માંને ખરૂ.

[1] દેડકું

## દોહરા.

પોપટ વિચ્યારે પ્રેમદા, વિજાર કરે વિવેક;
કરશે કુડ તે ભોગવે, તનથિ તજીને ટેક; ૧૫૭
એમ વિચ્યાર્યું અંગમાં, ઉત્તર ચાલ્યો આપ,
માસ વહિ ગયો વાટમાં, ન ગણે તડકો તાપ; ૧૬૦
સુંદર નગ્ર સોહામણું, આવ્યું વાટે એક;
ઇંદ્ર પ્રસ્થ નાંમે કરી, જયાં છે વડો વિવેક, ૧૬૧
શુક પેઠો તે સેરમાં, શોભિત સુંદિર રૂપ;
દરવાજો બહુ દિપતો, સાંમદ અતિ અનુપ. ૧૬૨
શાળી કેરાં છોતરાં, ઢગલા મારયા ધાન;
આતો ભાડભુંજા વસે, આપે કરયું અનુમાન.૧૬૩
પોહોળિ ચુલ્યો ચોખંડની, લોહ તાવડિયો લક્ષ;
છાંદી લિધો માટી વતે,શેકે કરવા (અન્ન)ભક્ષ. ૧૬૪
પોપટ વોણી ખાઇને, આપ આઘેરો જાય;
ઘાંચિ મોચિ રસ્તે રહે, કુણ રીત ઉદ્યમ થાય. ૧૬૫
ઘણિ ફરેછે ઘાંણીયો, તિલ પીલણ જે યંત્ર;
બાંધી નેત્રજ બળદનાં, ત્રોવિધ્ય ચલવે તંત્ર. ૧૩૬

## ચોપાઈ.

આંણાં ગાય ઘાંણિ ફરવે, ખોળ ઘણો માંહી ગેરવે;
ત્યાંથો આગળ ચાલ્યો જાય, અનેક તમાસા વાટે થાય.

## છપયછંદ.

ગુણકાયોના વાસ, ઉલ્લાસ વિલાસિ જનને;
કર્યું પારખ્યું પ્રીત, રીતથી માણ્યું મનને;
બિલ્લિયો બહુ બહાર; નાર્યો શોભતી સારી;
પાંજરે શુક સોહંત, મોહંત જન જેકો જારી;
પલંગ હરનીશ પાથરયા, ચોખંડા ચીત્ ચહાયછે;
ઘડીએ ઘડીએ નવ નવા, મરદ મુછાળા જાયછે. ૧૬૮

## ચોપાઈ.

એવં જોતો જોતો તેહ, ચાલ્યો થઇને નીઃસંદેહ;
બજાર સૌ જોયો અપાર, (ત્યાં) આગળ થઇ ચાલ્યો નિર્ધાર. ૧૬૯

ગલી કુંચીઓ ઠાંમો ઠામ, જુવે શુક અંતર બહુ હાંમ
કોનો બિંવરાવ્યો નવ બિહે, સગુણા સ્થળ દિન મળશે કીયે
એવું કહિને આગળ જાય, આકુળ વ્યાકુળ અંગે થાય;
તે પક્ષીને સહુકો જોય, અંતર વાત કળે નહી કોય.
બ્રાહ્મણબહું વસતાતા જાંહય, હળવે હળવે આવ્યો ત્યાંહ્ય;
આવીને પછે જુવે તેહ, પોતે થઇને નીઃસંદેહ. ૧૭૧

## દોહરા.

મોહોલ દીઠો એક શોભતો, સુર્યના સામું દ્વાર;
શોભા સઘળી શોભતી, અપરમપાર અપાર. ૧૭૨

છુટક બહુ સોહામણી, આગળ પાછળ (ઘર) હોય;
રમણિક સ્થળ રળિયામણું, જુગતેથી તે જોય. ૧૭૪
કનક પીંજર સોહામણું, બાંધ્યું મ્હોટે મે'લ;
ચીત્રેલું ચોપાશછે, સઘળિ શોભા સ્હેલ. ૧૭૪
પોપટ પીંજરમાં વશે, જાત ભાઈ એક જંત;
દ્રષ્ટે દ્રષ્ટ બેહુની મળી, ત્રફડાવ્યું ત્યાં તંત. ૧૭૫
પંથી પોપટ (જે) આવીયો, બેઠો ખિંટિ બહાર;
એટલે પીંજરનો પતી, બોલિ ઊડયો તે ઠાર; ૧૭૬

## બહિર લાપીક, છપ્પછંદ.

ઇંદ્રવર્ણાં ફળ જેહ, તેહ દેખી ગંઝું હરિયે;
વશિએ તેને વૃક્ષ, લક્ષ ખાવાને ખશિયે;
મારિએ, ચિતથિ ચાંચ, આંચ અતિશે આવે,
ભાવે નહીં તે ભોગ, રોગ કડવું ઘણું કા'વે;
દેખાયછે અતી દીપતું, તરત ગુણ કેમ તોળિયે;
કોરતારે કર્યું પેખવા, ભાર જાંણી બહુ ભિગીયે. ૧૭૭

## ચોપાઈ

પંથી પોપટ ચેત્યો ચીત્ત. આતો કહી ને મ્હારિરીત;
હું દેખાતો સારો ઘણો. તોસ ઇંદ્રવર્ણાને ગણ્યો. ૧૭૮
ગહીલો ગુણ ન જાંણે એહ, તેમાં તેહવું બોલે તેહ;
તેનો ઉત્તરતો દીજીયે, સવાયો સાંમો કિજીયે, ૧૭૮

## છપય છંદ

પંથિ પોપટ કહે મિત, શુણ ભાઇ પીંજર સ્વાંમી;
રીસ ન કરશો લેશ. કહુછું મુસ્તક નાંમી;
બોલ્યે ખાધું વીશ્વ, કરેજ પરિક્ષા કોડે;
વણ બોલ્યે વર્તે જે, સહુવાસ થાતામાં થોડે;
જેમ વૈદ વિના બોલ્યે લહે, પિછાંને પંડ રોગને;
ગગાશંકર કે શુક વદે, શાંણા ઇચ્છે સંજોગને. ૧૮૦

## દોહરા.

વણ બોલ્યે વરતું સદા, નિશ્ચે કહુ નીરવાંણુ;
દશ રટણ કરિએ ઘણું, (તો)કેમ થાઉ અજાંણ;૧૮૧
ગુંણ તમારા મેં ગ્રહ્યા, અક્કલવંતછો આપ;
રૂડુ રાત રાજા સમું, મ્હોટું છે તમ માપ. ૧૮૨
સારા અતિ સદ્ગ્રંસ્થછો; સોના પાંજરે વાસ;
અક્કલના ઉમરાવ જંન, રહ્યા સુ માંણસ પાસ ૧૮૩
રાણી ત્યાં સૂતી હતી, માંન્યનિ ઘરનિ માંહ્ય;
સ્વાલ સુણી તે શુકના, આવી બ્હારી જાંહ્ય ૧૮૪
પિટયા પશુ પરખે નહીં, પંથી શુકનો પાર;
સ્તુતીમાં (તુજ) નિંદા કરી, અતિશે આંણે ઠાર. ૧૮૫
રાત રાજા કહે ઘુડને, સમજ કહુ તે સર્વ
ત્હારો મ્હારો બેયનો, એણે ઉતાર્યો ગર્વ. ૧૮૬

માન્ય કહ્યું તું મુરખા, ટોકિ મરૂ નિશ દીશ;
એવી તે વાંણી વદી, રામા આણી રીસ, ૧૮૭
અન્ન ખાય છે અતિ ઘણું, મુજ સરખો સહવાસ;
તોય અક્કલ આવે નહીં, રહીને મ્હારી પાસ. ૧૮૮

## ચોપાઈ.

કહે પંખી પોપટ સુણ બ્હેન, સગુણા સરખાં દીસે વ્હેન;
નિશ્ચે સગુણા તાહારૂ નામ, મુને હતી મળવાની હામ.
તે ઇશ્વરે મેળવ્યો જોગ, ગયો દેહ માહારાનો રોગ;
એવું ઉટંગ બાંધિને કહ્યું; તે સઘળું શાંમાયે લહ્યું.૧૯૦
અચરત પાંમી અબળા તેહ, ઉપન્યો મન ઝાઝો સંદેહ;
આ પોપટ તે કોનો હશે, ક્યાંથી આવ્યોને ક્યાં જસે.૧૯૧
જોઇ લેઉ હું એનો પાર, ધરી હૈયે બુદ્ધી અપાર;
પછી પોપટને પુછે વાત, સાંભળ્ય પંક્ષિ તું સાક્ષાત, ૧૯

## દોહરો

શાંમા બોલી સુકશું, ક્યાંથી આવ્યા(આ)ઠાંમ;
કોણે તમને મોકલ્યા, શું છે અહીઆં કાંમ. ૧૯૩
કેમ મુજને તમે ઓળખી, આવી અચાનક આજ
સકે વસોછો સાસરે, લક્ષધા પામુ લાજ. ૧૯૪
અનુંમાને મેં ઓળખ્યા, કંદ્રપ પુર તમ વાસ;
મોકલ્યા દિયર માહ્યરે, મળવાને મુજ પાસ. ૧૯૫

પણ એક સંદેહ મુજને, હું રહેતીતિ ત્યાંય;
મેં તમને દીઠા નથી, સાસરૂ માહારૂં જયાંહ્ય. ૧૯૬
સાચું કહો સ્હલક્ષણા, ઘણા ડાહ્ય છો દેહ;
જુઠું જરા નવ બોલશો, મુજશું કયાંથો સ્નેહ; ૧૯૭
મા'રાસમ સાચું કહો, *લહ્યું કેમ મ્હારૂં નામ;
કયાંથો આવ્યા (ને) કયાં જશો, કહો મુજ સરખુંકાંમ૧૯૮
પોપટ તે વળતો વદે, રૂદે અતિશે રીઝ;
અમ્રત વચન ઓપાવવું, બૂધ તણું એ બીજ; ૧૯૯
કાશી ગાંમ કોડામણું, ઘણું સુંદિર જળ ગંગ;
મક્તિ પુરિ મહિમા અતી, વિશ્વેશ્વર સુરસંગ, ૨૦૦
શાજ્યાધિશ રાજા વડો, કાશી રાજનર નાંમ;
આંણય ફરે અવનિ વીશે, જેમ રઘુકુળમાં રાંમ; ૨૦૧
પ્રજા સૌ ખસ રનોણ, દુખ ભંજાણ દાતાર.
રહીત જશ ગાયે ઘણો, સાર વસ્તુમાં સાર; ૨૦૨
તેને છે એક દિકરી, રતિ સતી નીજ નાંમ;
રૂપે રંગે ડા'પણે, નહી કો બિજે ઠાંમ; ૨૦૩
તરૂણિ વરશાજ તેરની, ખાધે પીધે ખુબ રૂપ:
શશિ હોય જેમ શરદનો, ભાંમ્યનિયોમાં ભૂપ; ૨૦૪
ભલિ રીતે વિદ્યાભાણી, મણિ માંન્યનિયો માંહ્ય;

* કહ્યું

લક્ષણ વંતી લાડકી, ત્રીવિધ શોભે ત્યાંહય; ૨૦૫
પીતાએ કાંઇ પુછીયું, પૂત્રીને શુભ પેર;
સારો મંડપ શોભતો, રચું આપણે ઘેર; ૨૦૬
આજ થકી નવ માસમાં, કરશું એવું કામ;
નવે ખંડનાનરપતી, તેડીશું આ ઠામ; ૨૦૭
સારૂં કહી શાંમા રહી, એકાંતે ગઇ આપ;
પ્રસ્ટાવો કરતી હતી, મુકી મનનું માપ; ૨૦૮
હતુ પીંજર ત્યાં માહયરૂ, [1]કનક [2]રજતામય સાર;
શુણી શોક શાંમા તણો, પુછયું મેં તે ઠાર; ૨૦૯
ત્યારે તે વાણી વદી, તાતે કીધુ જેહ;
સ્વયંવર કરશે શોભતો. માંડિ સંભળાવું તેહ; ૨૧૦
આવશે સઘળા નરપતી, મુજ સરખા નહિ હોય;
ત્યારે હું પરણું નહીં, (તો) કેશે ન ગમ્યો કોય; ૨૧૧
શોક સમુદ્રમાં સાંમટી; પડિછું ઝંપા પાત;
અંન મુને ભાવે નહીં, તાને કિધો ઉતપાત; ૨૧૨
એવું શુણીં હું ઉચરયો, હરયો સહુ સંદેહ;
ખોળી લાવું (હું) ખાંતથી; સાચો આંણી સ્નેહ; ૨૧૩
તુજ સરખો તુજ જોડો, સઘળી વાતે તુલ્ય;
નરને જો લાવું નહીં, (તો) ફોકટ કે'જે કુલ્ય, ૨૧૪
સો સમ ખાધા (મેં) સામટા, સાચા દીલથિ સીધ;

વળતો પંથે પરવરચો, મૂકી રૂડી રીધ; ૨૧૫
સાતે દ્વીપ સૌ નિરખ્યા, આવ્યો ફરી ઊજેણ;
ત્યાં નાંમ (મેં) ત્હારૂં લહ્યું, વિપ્ર મુખથી વેણ; ૨૧૬
વળતો મન નિશ્ચે કરચો, મળવા કારણ તુજ;
ઊટંગ બાંધી મેં ઓળખી, સર્વે આંણી સૂઝ; ૨૧૭
હકીકત મ્હારી એટલી, કહી શુણાવી કર્ણ;
હું પુછું તમે ઉચરો, શાંન્ત પમાડો શર્ણ. ૨૧૮
પિયરમાં રો'છો પ્રેમદા, અક્કલથિ જાણ્યું આપ;
સાસરૂ તમ કયાં સુંદરી, કહો મન આણી માપ. ૨૧૯
છે તમ સરખો કે નહી, કે અદકો કે નુન્ય;
છે કો મિત્ર કે એકલો, સમજુ છે કે સુન્ય, ૨૨૦

## ચોપાઈ.

એવું શુણતે બોલી નારય, કહે શાંમા પોતાનો સાર;
પોપટ તે હુંકારો દેય, સતી સગુણા વાંણી કેય. ૨૨૧

## છપયછંદ.

શુક સુણો શુભ પેરય, ઘેર પીતાને રહીછું:
આવી (છું) ઉલટ ભેરય, મેહેર પણ માંહિ થઇછું;
ગમે નહીં ઘડીએક, અનેક ભવ પળમાં થાએ;
વપુ આંણું વિવેક, પણ ટેક સહુ ત્રુટી જાએ;
ક્યારે મળું જઇ કંથને, પંથ વેગળે (કેમ) પરવરૂ,

મદન સહીત મળસે મૂને, ત્યારે સોળ સુખે ધરૂ.૨૨૨
કેતાં પાંમું લાજ, કાજ શું નામનું ત્હારે:
ઓપાવું સમશ્યા આજ, મ્હારા જસ ગાવા મ્હારે;
ઉભરાંણુંછે પેટ, બેટ જેમ ગંગાપૂરે;
માટે કહુછું સર્વ, ગર્વ સઉ મુકી દુરે;
મુજ જેવું સુખ શર્વને, હજ્યો હજ્યોરે શ્રીહરી.
રૂદે માંહાંય શુભ વસંત, ખશંત નહિ મળજો ફરી.

## દોહરા.

નામ નહીં દેઉ તુજને, પતી તણું હું પ્રીત;
સમજાયતો સમજો ભલે, નહિં કે'વાનિ રીત.૨૨૪
સમજ્યોછું હું સુંદરી, પોપટ કે'છે પાર;
નાંમ જડયાં બે મીત્રનાં. સાર વસ્તુમાં સાર, ૨૨૫
સઘળું સુખ ન વર્ણવો, (તો) બ્રહ્મ હત્યાદિ શીશ;
આત્મ [1]સ્તુતીનો દોષ જે, નહિ બેસે તુજ મીશ.૨૨૬
ગુણવંતીછે (તું)ગોરડી, સંભળાવો વિસ્તાર;
સંક્ષેપે સંદેહ રહે, શોધવો માહારે સારે. ૨૨૭
જાણ્યું નામ (તુજ)સ્વાંમી તણું, મિત્રસહિ તે મેળ;
અથ ઇતિ કહો આદરી, ખરો અમૃત રસ બેલ.

---

૧ પોતાનું સુખ, પોતાના ગુણ; પોતાનીઉત્કૃષ્ટતા, પ્રાતેજ પ્રકાશ કરે.

એકાંત છૈએ આપણે, વનિતા કહે સુણ વીર;
વિસ્તારી તુજને કહું, સાંભળ રહિને સ્થીર. ૨૨૯
ઊત્તર હિમાળય પંથમાં બ્રંહ્મ દેશ ભરપૂર;
નગ્ર એક ત્યાં નંદ ઘડ, જયાં નારાયણ નૂર. ૨૩૦
લક્ષપતિ અતી ત્યાં વસે, કોટિ પતિ સેંસાત;
શહસ્ત્ર પતિતો સરવકો, શતપતી (ની) નહી વાત.
જાંણે વૈકુંટ અવ નવું, ૧ અવની આવ્યું હોય;
કે કૈંલાસ કોડામણું, જુગતે જાંણી જોય; ૨૩૨
વે'પાર કરે સૌ વાંણિયા, ગ્રહસ્થ કરે નહીં ગર્વ;
શોધ કરે અતિ અવ નવા, સુખીયા પ્રાંણિ સર્વ; ૨૩૩
દ્વજાઓ બહુ ધરમની, સદા વ્રતની સાખ;
દેરાં શિવનાં દોદશે, બ્રંહ્મ ભણે બહુ ભાખ; ૨૩૪
સસરા માહારા સૂર્ય ભટ, પરણી તેને ઘેર;
કંથ મલ્યો કોડાંમણો, મુજ ઊપર બહુ મે'ર; ૨૩૫
શોળ વરસ શોભે સદા, નવું નવ જોબન રૂપ;
પોશાગ પાંચથિ પરવરે, (તો) તુચ્છ ઇંદ્રાશન ભુપ; ૨૩
મોટા મોટા મોહિને, આવે પેઊની પાસ;
મુજ શાથે માયા ઘણી, મ્હારે પ્રિત્યમનિ આશ; ૨૩૭
પણ બુદ્ધી મુજ પાંહાંનીએ, આવી તજીને આંહ્ય;
દેહુ મારો અહીંયાં વશ્યો, પ્રાંણ તણાંસે ત્યાંહ્યઃ ૧૩૮

કાંમદેવ કોડામણા, મિત્ર અમારા પ્રાણ;
સમ પ્રીતી બે જણ વીશે, જુવંતી કે તુ જાણ;૨૩૯

## ચોપાઈ.

પોપટ પ્રશ્ન કરે તે ઘડી, સુણતાં રીસ અંગેખે ચડી;
સમ પ્રીતી કેમ શાંમા કહો, બેને એક લેખે કેમ લહો;
પરણી કર સ્વાંમીનો ગ્રહ્યો, તેતો સહુ સંશારે લહ્યો;
પણ પ્રીતી બીજાથી કેમ, કહો વાત બની હોય જેમ;૨૪૧

## દોહરા.

સાંભળ શુક સોહાંમણા. કહુ વિસ્તારી વાત;
સમજુ થઇ સમજે નહીં, એતો કાંઇ ઉત્પાત. ૨૪૨
અંતર પ્રીતી અમ તણી, જેમ બે સ્વાંમિ હોય;
એમ નિત્યે હું આચરૂં, ડાહયા ન નિંદે કોય. ૨૪૩
બાળ સ્નેહી મુજ નાથના, દેહ જુદા એક પ્રાણ:
અંતઃકરણ મલ્યાં અતી, નાથે કર્યું નીરમાંણ.૨૪૪
સંકલ્પ કર્યો મુજ સ્વામિયે, કહેવિ પોતાનિ વાત;
જુદા ન પડવું એકે ઘડી; દીવસ બાધો કે રાત.૨૪૫
જેમ શુગંધ છે પુષ્પનો. રેછે પુષ્પજ માંહ્ય;
મિત્ર સહીત મુજ કંથ એ, તેમ વશેછે ત્યાંહ્ય; ૨૪૬
રૂપે રંગે ડાહાપણે, સરખા બે સમતુલ્ય;
ખાવું પીવું એકઠું, મનથી મોંઘે મુલ્ય; ૨૪૭

તન મન ધન એક એકને, અરપાણ કીધું આપ;
શોભે એમ પરસ્પરે, જેમ પરિને ખાપ; ૨૪૮
રળે ખપે રાજી રહે, કુકુ કરે નહિ કર્મ,
કાંતા કનખ પર પેખતાં, ચુકે નહી કુળ ધર્મ ૨૪૯
સ્નાંન સંધ્યા સુખે કરે, ધરે હરીનુ ધ્યાંન;
શાસ્ત્ર કથા સોહાંમણી, શુણે કોડેથી કાંન; ૨૫૦
પર નિંદા નવ આચરે, ન કરે કોશું દ્વેશ;
સ્વજનને સુખ ઉપજે, એમ કરે ઊપદેશ; ૨૫૧
એહ પતિએ પીછવ્યું, આંણી મુજ પરભાત;
મુજને કહેરે માન્યની, જળ ભરી લોટો લાવ; ૨૫૨
મેં લાવી હાજર કરયો, માંજી સુંદર મેર;
ગંગોદક સીતળ ભરયું, માયું સવા શેર; ૨૫૩
લજ્જા કરી ઉભી રહી, મિત્ર બેઠાતા ત્યાંહ;
જેમ નેત્રનું વૃક્ષ રહે,, જુવો જઇ જળ માંહય, ૨૫૪
શરમાઇ હું તો સાંમટી, વદને વહુ શાં વેંણ;
એટલે મ્હારા નાથજી, કાંઇક બોલ્યા કેણ; ૨૫૫
ભેદ રાખે મુજ મિત્રથી, તે શત્રૂ મુજ હોય;
તેપાતે સંદે નહીં, તરૂણી ખારૂ તોય; ૨૫૬
જો પ્રીતી મુજશું કરે, (તો) ચાંપ્ય ભાઇના ચર્ણ;
માંનો મુજ સરીખડો, કે' તે સાંભળ કર્ણ; ૨૫૭

વળતી ઉત્તર હું વદી, હૈડે રાખી ધીર;
સ્વાંમી જે તમે કહ્યું, તેહ ધરૂશ્કું શીર: ૨૫૮
તમને વાહાલા (તે) મુજને, તમ શત્રૂ તે મુજ;
તમથિ અધીક મ્હારે નથી, શાસ્ત્ર સકળનો સુજ, ૨૫૯
મ્હારા પમશ્વર તમો, હુ દાશી તમ હેત;
જનમો જનમ જુવતી અમો, વપુ તણો એવેત; ૨૬૦
પ્રશ્ન કરૂછુ પ્રેમથી, હૈડે રાખી હામ;
રીસ ન કરશો રાયજી, અધિપતી આણે ઠામ; ૨૬૧

## છપય છંદ

સ્વારથ તણો સંબંધ; ધંધ એમ સહુકો ધારે;
પડે મિત્રને દુ:ખ; સરસો ન જાએ ત્યારેં;
ગર્થ તણો હોય અર્થ, કે સમર્થ જોઇ સાધે;
વગતુ પડે તે વ્યર્થ, પરથમ ભાઇ બંધી બાંધે,
શત્રુ આવે જ્યાં સાંમટા, મિત્રો જાારે મારવા;
ઉઘાડો (કોઇ) ઉઠે નહીં, આવે લગીરેક વારવા; ૨૬૨
અતર પ્રીતી હોય, મિત્રાઇતો તેનિ સાચી;
કુબુધ્યથી કરે કોય, તે તો કાચામાં કાચો;
શતરૂ ભયથી શર્ણ; મર્ણ માંથે લેઇ ઘુમે;
એવો લક્ષ એક, વીવેક ઝાજે જે ઝુમે;
પ્રમાંણ દોલને વીચારતે. ગુણે ગુણ જ્યારે મળે;

મંગાસંકર કે સ્ત્રી ભણ્યે, દુધ સાકર ભેગાં ભળે; ૨૯

## દોહરો

પતી કહે શુણ પ્રેમદા, હજી (તુજ) મન સંદેહ;
માહરે પ્રીતી લક્ષ વસા, તેં કહી તેવિ તેહ; ૨૯૪
જીવ એક દેહ જુજવા, તે મીથ્યા નવ થાય,
જેમ પાંણી કણકમાં, પડ્યું કદી નવ જાય; ૨૯૫
હવે એને કેમ હું તજુ, ભજુ નિત્ય ભાગી ભેદ;
જેમ ચંદન સુગંધછે, એવાં અંગ ઉમેદ; ૨૯૬

## છપય છંદ

વિષશાર અતિ વિક્રાળ; ડાળ વળગેછે જેને;
સારંગ ભયાંનક કાળ, થઇ ફાળ પડાવે તેને
ભમર પંખાળા-ભાત; પાંખડીએ ગણગણ ગરજે;
કાળા ડંમર ભરપુર, સુરયે નુરબહુ સરજે;
પણ ચંદનનો છોડવો, સુગંધને અળગો નવ કરે;
કંથ કહેછે સુણ કામ્યની, ભાંમ્યની ભરથાર(તુજ)કેમહરે
ભયાંનક શત્રૂહોય; તો પણ તજુ નહી તનથી;
કામદેવની સેવ; મનોહર ઇચ્છુ મનથી;
જાન દણુ દ્રષ; કષ્ટ મુજ સર્વ કપાએ,
કરીએ જે (ભેગાં) ભોજંન; ત્યારે સુખ શાતા થાએ
મન્મુની મીત્રાઇ માંનજે, જીવ ગએ જુદ જણુ;

સ્તુતી કરી ત્રીકમ તણી, સ્વર્ગમાં બે ભેગા થયું ૨૬૮

## ચોપાઈ.

એવું મુજને કંથે કહ્યું, તેથી જ્ઞાન અધીકુ થયું
કાંમ દેવ ગુણી જન ઘણા, એકે વાતે નરાખે મણા;૨૬૯
ભણ્યા ગણ્યા ભારે ભરપુર, એ નરમાં નરહરીનું નુર;
નથી પરણ્યા એ બાળ કુંવાર; જાણે શાસ્ત્ર સકળનો સાર૨૭૦
સરખે સરખી કંન્યા મળે, તો સંબંધ ત્યાં સફળે ફળે;
કરી વીહવાને પરણે તેહ, રાખે તેથી ઝાઝો સ્નેહ; ૨૭૧
પ્રથમ નિશ્ચય કરશે ઘણો, લેશે પાર તે કંન્યા તણો;
કરે પછી પરણ્યાની પેર; કરી ઘરૂણી રાખે ઘેર; ૨૭૨

## દોહરા.

પોપટ કે સગુણા શુણો, મારે એટલું કાંમ;
જો ગુણ એમાં દેખશુ; તોરતી દીજે (તે) ઠાંમ; ૨૭૩
વીખાંણ કરોછો જેહનાં, તે દેખાડો દ્રષ્ટ,
પત્ર લખી આપો પ્રેમદા, તો તો કાપ્યાં કષ્ટ; ૨૭૪
હેત ઘણે હશી પડી, શુણ તે એહ વચંન;
હા લખી આપુછું કહી, વિચ્યાર કરેછે મંન, ૨૭૫

## છપય છંદ

લખુ પેઊને પત્ર, એકત્રપણે જો આપે,
જાયજો સસરા હાથ, થાપે કદીજ ઉથાપે,

અન્ય કરજો જાય, (તો) થાય ફજેતી ફાંસુ;
ઊલટ સુલટ કદી હોય, પાછળથી વધુ વમાંસુ,
સખુજ ખરી પણ જુગતીએ, અવરકો જાણે નહીં;
ગંગાશંકર કે હેતે સતી, હા હા હા હોડે કહી, ૨૭૬
દૃષ્ટેપણ (ના)વંચાય, ક્રિયા જાંણ્યા વીણ કોથી,
લખે એ રીતે લેખ; પત્ર છોડીને પોથી;
છે બે જણ એકાંત; પ્રેમદા પોપટ પ્રીત્યે;
માત તાતને ભ્રાત; ઘરમાં પણ જુદી રીતે;
ગ્રહસ્થ તણી જે હવેલીઓ, ગુઝય થાય (ત્યાં)અતી ઘણી
તોય તરત કો જાંણે નહીં, ઘર તેવું હતું તેતણું, ૨૭૭

દોહરા

પાસે એક દાસી હતી; લીંપતી આપ અવાસ,
સગુણાએ તેડી તહાં, પોતા કેરી પાસ; ૨૭૮
કાંમ એક તેને સોંપીયું, લાવ્ય ખરસાંડી દુધ;
મંગાવી ભરી વાટકી, બહુ ચલાવી બુદ્ધ; ૨૭૯
પત્ર એક પોહોળો જોઇને, લેખણ સુધાં લીધ;
વળતી અક્ષર વીધ વીધે, કોડયે તેપર કીધ; ૨૮૦
પ્રેમદા કહે પોપટ સુણો, કહું તે સાંભળ કર્ણ;
લખી આપુ કાગળ અમો; મુકજે મુંજપતી સર્ણ,૨૮૧
કુમ કુમ ઝીણું વેરજયો, પત્ર ઉપર પરમાણું,

સઘળે અક્ષર ચોટશે, કરજો કથન જાંણ; ૧૮૨

## છપય છંદ

તે વીણ નહી વંચાય; અક્ષર જે આંકયા મારા
લખ્યા (તે) નહીં લેવાય, પોપટ શુણ કહુ તે પ્યારા
અન્ય કરમાં જો જાય, તેથી પણ ના વંચાએ;
કોરૂ કંકુ દ માંહય; ત્યારે તે શોભીત થાએ; ૨૮૪
એવુ કહી અક્ષર લખે, અક્કલ અપાર અતી આપવે
ગંગાશંકર કે ગુણ ઘણો, પછી લજ્જા શીલોપવે; ૨૮૫

## રાગ ધોળ

સ્વસ્તશ્રી નંદઘડ સોહાંમણું, ઘણું રમણિક શોભેધાંમ;
ત્યાં પરમ વીરાંમ, પતી પત્ર વાંચજો. ૨૮૬
પુજ્યારાધન ધ્યાંનછે તમ તણું, ક્ષણ વિસરો નહિ
કોય ઠામ; મળવા અતી હાંમ, પતી પત્ર વાંચજો ૨૮૭
સુખ ભોગવ્યું તે સ્વપ્ન થાય છે,
પ્રીછો પરમ પવીત્ર, ગતીછે વીચીત્ર. પતી પ. ૨૮૮
કાંમદેવ મળવા ચોતૃ ચાહ્ય છે;
જેહ આપણા અંતર મિત્રછે, પરમ પવિત્ર; પતી. ૨૮૯
ચરણાંનશ્રી ઇંદ્ર પ્રસ્થથી આચરૂં,
ખરૂં ધરૂં અંતર મહીં ધ્યાંન, પરૂ અભીમાંન;
પતી પત્ર 

અશી સગુણા (હું) કોહો તે કોડયે કરૂં;
દંડવત વાંચીયો આંણો વાંન,
કહુ તે ધરો કાંન. પતી પત્ર વાંચજો. ૨૯૧
લખવા કારણ માહારે છે એટલું;
તેતો તેટલુ કરજયો કબુલ,
મારૂં મોધે મુલ. પતી પત્ર ૨૯૨
આપણ ઇચ્છતાંતાં જન જેટલું;
કહુ કેટલું નવ જાંણો કુલ,
થશે નથી ભુલ, પતી પત્ર ૨૯૩
કાશી ગામનો વાશી આ કીરછે;
પોપટ પ્રેમદાની લાવ્યો ભાળ,
નામે રતી બાળ. પતી પત્ર ૨૯૪
કાંમદેવના કાંમની એ કાંમ્યની;
અતી મતા વીશાળ,
અતી વધુ વાહાલ; પતી પત્ર વાંચજો. ૨૯૫
સાચો મિત્ર છે શુક એ માહારે,
તેણે કહી મુને જે વાત,
કહું તે સાક્ષાત; પતી પત્ર. ૨૯૬
એની આસના વાસના હેતથી;
રાખી પરૂંણો એક બે રાત,

વળાવો પ્રભાત; પતી પત્ર. ૨૯૭

વોહુીવા કરવા વિવેકીએ આવીયો,
ગુણ જોઇને કેશો ત્યાંહ્ય,
રતી બાઇ જાંય; પતી પત્ર. ૨૯૮

પછી ગમતું કરજ્યો એહુ બુધ્યથી;
નિશ્ચય માંનો મન માંહ્ય,
હું સુખીછું જી આંહ્ય. પતી પત્ર ૨૯૯

## દોહરા.

પત્ર બિડયો તે પ્રેમદા, બાંધ્યો પોપટ(નીં)કોટ,
શીઘ્ય લીધી શાંમા તણી, વળતી દીધી દોટ. ૩૦૦

ઉડયે આપ આકાશમાં, ચતુર શુક ચોપાસ;
જેની બુદ્ધી જાગતી, તે ન પામે નાશ, ૩૦૧

પુરણ પુન્યે પાંમીયો, વાંમી સઘળી વાટ
નંદઘડ નીરખ્યું નેહથી, ચતુરપણે ચોપાટ, ૩૦૨

જેવું જુવતીએ કહ્યું, લહ્યું તેવું તે કાર;
દીવસ દશ રસ્તે થયા, પછી પાંમ્યે તે પાર ૩૦૩

હાટ દુકાંન્યો દોદશા; જોતો જોતો જાય;
જેહ લખ્યું લેલાટમાં; નિશ્ચે તેનો થાય. ૩૦૪

આવ્યો બ્રાહ્મણ જયાં વશે, ધમમસતો તે ધીર;
એકે શ્વાસે ઉડતો, શ્રમ કરતો શરીર; ૩૦૫

નગર સર્વે ત્યાં નિરખી, અન જળ પાંચ્યો આહાર;
ઓલખ્યું ઘર અક્કલ થકી, પ્રીછયો નિશાંનિ પાર.
બે જણને ત્યાં નીરખ્યા, સરખે સરખા સૂર,
શુદ્ધ બુધ્ધ સઘળિ ભુલીયો, જોતાં તે નર(નું)નૂર;૩૦૦
ગુણે ગુણ મળી રહ્યા, તે કહયા નવ જાય;
પોપટ પોતે હરખીયો, આનંદ અદકો થાય. ૩૦૮
જોઇ છબી બે વીરની, નીરખિ નિશાંની નેક;
એવા કોઇ દીઠા નથી; સુંદીર શોભા છેક, ૩૦૯

## માલિની છંદ.

ઝબક ઝબક કાંતી, કાંમની ત્યાંય ભાસે;
વળિ વદન દિસેછે, ચંદ્ર જાંણે પ્રકાશે;
સરસ સરસ પોતે, આપ રૂડાજ થાયે,
કલંક નવ દિસે ત્યાં, કાંમના દેહ માંએ. ૩૧૦
અતિશયે વળિ તેનો, મિત્ર સારોજ શોભે;
જરૂર જુવતિ જુવે, ચિત્ત તેનાંજ લોભે;
વશિકરણ કરાવે. નારિયો તેય દેખી;
ઘણિ ઘણિજ ફરેછે, પાળવા તેજ પેખી;. ૩૧૧

## દોહરો

વસંત કાંમના જોડવાં, દેહ જુદા એક પ્રાણ;
સ્ત્રિયો નીરખે તેહને, (તો) વાગે મોહનાં બાણ, ૩૧૨

ભલે ભલે ભાખી મુખે, શુક બેહો સનમૂખ;
દૂખો એના દેહને; વાંચ્યો સઘળું દૂખ. ૩૧૩
શોક નહીં શરીરમાં, ચિંતા ન કરે ચિત્ત;
હરનીશા આનંદમાં, નિર્ગમેછે નિત્ય. ૩૧૪
રળે ખપે રાજી રહે, ખાય પિએ બહુ પેર;
દુર વ્યસન નવ આચરે; મોટી પ્રભુની મેર; ૩૧૫
દેશત કોનિ નવ ધરે, કરે ન કુડાં કાજ;
જેને મ્હારો થાપિયો; તેને ન કરે તાજ્ય; ૩૧૬
ગુણ જોયા ઘણી વરાં, ભાગ્યો છે સંદેહ,
કાલુ કાલુ બોલાયો, તનથી પોપટ તેહ, ૩૧૭
આજ કૃપા પરમેશ્વરે, કરિ મુજપર કે' કીર,
સફળ થયું મળીયા તમો કાંમ વસંત એ વીર; ૩૧૮
સુર્ય શોભે સોના સમા, વાયુ રૂડા વાય;
આ અવસર ભલે આવિયો, ગઈ મ્હારી ચિંતાય;૩૧૯
પત્ર વાંચ્યો આ પ્રેમથી, બાંધ્યો જે મુજ કોટ્ય;
જુગદીશે જશ આપીયો, ખરે રહી નહી ખોટ્ય;૩૨૦

## છપ્પયછંદ.

કહે વસંત શુણ વીર, કીર કાગળ એ કેનો,
રમણીક શોભે શબ્દ, શુક સારો તુજ મ્હોનો;
ક્યાંથી આવ્યો અત્ર, પત્ર જે રૂડો લાવ્યો;

તુને પાલ્યો જે જંન, મંન મ્હારે તે ભાવ્યો;
ધન્યધન્ય એની સુજને, તુજને ભાશા શીખવી;
બાલે બોલ રળીઆંમાણા, નૌતમ જે વાતો નવી. ૩૨૧

## દોહરા

એવું કહી કાગળ ગ્રહ્યો, વાંચે ઊકેલી જેમ;
અક્ષરતો દીઠા નહીં, તનમાં સમજ્યો તેમ. ૩૨૨

## શોરઠો

કર્યું કુમ કુમનુ કત્ય; પોપટે તે શીખવ્યુ;
સ્નેહ સંબંધી સત્ય, વંચાણુ બે વીરથી, ૩૨૩

## દોહરા

હર્ષ તણાં આંસું પડયાં, નથી ગમતું ત્યાં નારય;
તેડાવીશું ત્યાં થકે, અબળા આંણે ઠાર. ૩૫૪
છાતી સરશો દાબીયો, પત્ર આંણીને પ્રીત;
એવું ત્યાંતો નિપન્યું સ્નેહ શંબંધી રીત, ૩૨૫
પોપટ કે સત્યવંત સુણો, સ્ત્રી વશ છોકે શુંય;
કેમ આંસું પડયાં આંખ્યથી, તે પુછુંછું હુંય;
ના ભાઇ એમ ન ધારશો, પ્રીતી તણો નહીં પાર;
પુરાણ પુન્ય કરયાં હશે, તે ઘેર એવી નારય. ૩૨૭
કહ્યું કરે કોટી વરાં, *અન્ય ન ઇચ્છે આપ;

---

* બીજો પુરૂશ,

ગુણે ભરી છે ગોરડી, તેથી તજ્યો સહુ તાપ ૩૨૮
સામું કદી બોલે નહીં, રાંક થકી પણ રાંક;
નમ્ર થઇ નમી પડે, જો કાંઇ હોયે વાંક, ૩૨૯
અવળો ઊત્તર આપે નહીં, થાપે અમારા બોલ:
કો દીન રહે નહીં શોકમાં; તેવું તરૂણી(નું)તોલ.૩૩૦
છળ ભેદ કરે નહિ અમપરે, કોઇ પ્રકારે કે'ણ;
પર સાથે પ્રીતી નહીં, વદ વિચ્યારી વેણ. ૩૩૧
જુઠ જરી નવ ઉચરે, જીવ ગમેતો જાય;
દખિ અમને બે મિત્રને, રાંમા રાજી થાય, ૩૦૨
દુઃખ દખી મનમાં બળે, કળે અમારાં મંન;
જાંણી પ્રભુ મુજ બેયને, સોપ્યું તન મન ધન.૩૩૩
કાંમ સકળ ઘરનું કરે, સરવ કહે સાબાશ;
માટે પ્રીતી અમ તણી, પ્રેમદા કેરી પાસ. ૩૩૪
રૂપે રગે ડાહાપણે, સહુ વાતે સમર્થ;
જે કાંઇ આજ્ઞા કીજીએ, તે નવ જાયે વ્યર્થ. ૩૩૫
શુક કહે સાબાશછે, સગુણા તારૂ નાંમ!
અર્થ સાર્યો તેં માહુયરો, કોડયે દખાડયો કાંમ.૩૩૬

## ચોપાઈ

વસંત કહે પોપટ સુણ વાત, મુખે તને કહુંછુ સાક્ષાત;
કાકો ગામથી આવ્યા તમો, વાંચી પત્રને જાણ્યું અમો.

રતી તણા વી'વા કારણે, પક્ષી રાજ આ૦યા બારણે;
કો'એ તનયાછે કુણ તણી, છે મુરખ કે વિદ્યા ભણી.
રૂપવંતી કે છે કુરૂપ, છે બ્રાહ્મણ જાતી કે ભુપ;
એના ઊત્તર મુજને કરો, પછી શુણી પ્રીત્યે પરવરો.
જો જુઠું જીભ્યાએ જપો, ખરે મુઢ જાતીમાં ખપો;
બ્રહ્મહત્યા સ્ત્રીહત્યા તુને, જો તું છેતરી જાએ મુને ૩૪૦

## દોહરા.

પોપટ કહે પંડિત શુણો, પુછોછો જે પેર;
જો જુઠી જપીએ અમો, (તો) ઊપજે ઝાઝું ઝેર.
બ્રહ્મહત્યા ભેદ ઘણી, સ્ત્રીહત્યા શીર હોય;
ચંદ્ર સુરજ બે સાખિયા, ઇશ્વર સઘળું જોય. ૩૪૨
માટે મન ધીરજ ધરો, સુણો નીરાંતે સુત્ર;
કાશી રાજાને નથી, પેટ પ્રતાપીક પુત્ર. ૩૪૩
એક દિન મૃગયા કારણે, ગયા ગ્રહિકર બાંણ;
ત્યાંથી રતી ઘેર લાવિઆ, પુરાણ કહૂ પરમાંણ. ૩૪૪
વિશ્વામિત્રના તપ થકી, ઊપની છે એ નારય;
રૂપ કહ્યું જાયે નહી, જાણે સહુ સંસાર. ૨૪૫
કરતા તો નાશી ગયા દેખીં રંભાનુ રૂપ;
બાર ચોળી છાંની રહી, વળતો દીઠો ભુપ. ૩૪૬
પછી તેહ ઘેર લાવીયો, ધરમની પુત્રિ કીધ;

સો સૂત સરખિ મન ગણી, ભણી ગણું વિધવીધ.
અકલવંતિછે અભેકી, સગુણાથી શુભ પેર;
ભાગ્ય લખિ હોય ભામ્યની, પરણે તેને ઘે'ર. ૩૪૮
થોડામાં ઘણું કહુ, દખે દ્રષ્ટે કોય;
ભાવ પડે ઘટમાં વડો, ઓસડ તેનું ન હોય.
એક સમે એ અધીપતી, તેડી પોતાની પાસ;
પ્રિત્યે તેને પોછવ્યુ, અદકી આપી આશ. ૩૪૯
સ્વયંવર રચશું શોભતો, આજ થકી નવ માસ;
આવશે મ્હોટા મહિપતી, આપણને અવાસ. ૩૫૧
પછી તું સારો પરખજે, ડા'પણ ગુણને રૂપ;
વરમાળા આરોપજે, ભારે જાંણી ભૂપ. ૩૫૨
હાહા કહીને અરભકી, આવી પોતાને ઠાંમ;
પ્રસ્તાવો કરતી હતી, મનમાં સમત્તિ રાંમ. ૩૫૩
અરે પરભુ કેવો મળે, મુજને ભવ ભરથાર;
ચતુર શિરોમણ જો હશે, તો તો સફળ અવતાર.૩૫૪
મુઢ હશે જો સરવ જન, પછી થાશે શી પેર;
સુખે દુઃખે જવું પડે, ગુણહિંણ ને ઘે'ર, ૩૫૫
કપટ કે' તે મેં શુણ્યું, છાંની રાખો બાળ;
સાધુ સ્વાંમી હું સુદરો, ફાંસુ ધ્રરે શિદ ફાળ.૩૫૬
તુજ સરખો તુજ જેવડો, વર એક વિદ્યા વંત

કોડચે કામ્યની તુજને, તેહ પમાડું કંથ. ૩૫૭
ગુણ ઓશિકણ લક્ષ વસા, થોડા દીનમાં થાઉ;
પરવાસ કરૂં હું પ્રેમથી, દેશ પરદેશે જાઉ. ૩૫૮
એવું કહીને નીકળ્યો, ફરતો આવ્યો યાંહ્ય;
કાંમ દેવ કૃપા કરો, વધામણી દેઉ ત્યાંહ્ય. ૩૫૯
સ્વયંવરમાં જિ આવજો. જરૂર જરૂર મા'રાજ;
વિડિવા કરૂં છું પિમ હું, અતી હર્ષિત થઇ આજ ૩૬૦
કોઇ થકી ડરશો નહીં, કરજયોજી શુભ કાંમ;
પત્ર પહોચ્યાથિ આવજો, જયાં છે કાશી ગાંમ. ૨૬૧
એવું શુણી હરખ્યા સહુ, વચન પરસ્પર લીધ;
કોડચે કુમ કુમ વેરિયાં, કાણસાર ઘરમાં કીધ, ૩૬૨
વસંત કહે વીરા શુણો, કરજયો જાતનું જત્ન,
કહેજો સુગુરે કામ્યની, રાંભા પામી રત્ન- ૩૬૩
પોપટજી હવે પરવરો, કરો કાંમ્યનીને જાંણ;
દુખો એવું (જો)ન૦ય કહો, તો ઇશ્વરની આંણ.૩૬૪
વળી કહેજો એક મુખથી. સંદેસો કહુ કે'ણ;
મનમાં જો હોય ઓરતો, તો વદજે કાંઇ વેણ. ૩૬૫
પત્ર લખજે તું પ્રેમથી, નેક ન રાખીશ નુન્ય
અતુરા ચીંતા કાં કરે, પુર્વે કર્યું તેં પુન્ય. ૩૬૬
એકાદ પ્રશ્ન લખું અમો, વાંચી સુણજે વર્ણ

ઉત્તર તેનો આપજે, જો પ્હોચે તુજ સર્ત. ૩૬૬
રીસ રામા કરીરામાં, જો મન નાવે મર્મ
બળ ઓછું બુદ્ધિ તણું; તો શિદ ધરવી શર્મ. ૩૬૭
એમ દીલમાં ના આંણશો, જેથિ થાય અપજશ.
નાહાંના મ્હોટા નર સહુ, વનીતા બુદ્ધી વશ ૩૬૮
કામદેવે લેખણ ગ્રહી, કાગળ લખવા કાજ;
ગર્વ ગર્વિ બીજા તણા, તનથી થાયે તાજ. ૩૬૯
અક્ષર પંક્તિ ઓપવે, મોતી સરખા મેળ;
જુઓ હવે ઉભ્યા થકી, ખરો રચેછે ખેલ. ૩૭૦

## છપય છંદ

સ્વર્ગ સમું શું સૂખ, નીરાંતે કોણ સુવેછે;
જાગતો જન તે કોણ, અહરનીશ કોણ રૂવેછે;
દરિદ્ર પુરૂષ તે કોણ, સૂખી નર કોને કે'વો;
જીવન મૃત જન જેહ, તે લક્ષે કેમ લેહવો;
વસ્તુ એકની એકછે, જીત્યાવિણ શત્રૂ શમી;
ગંગાશંકર કે કામ નર, લખ્યું નારય લખજે નમી ૩૭૧
મ્હોટા રોગ તે કોણ, ઔશધ તેને શું કરવું;
આભુશણ શું અંગ, ધોરજથી દેહે ધરવું;
મ્હોટું તિર્થ તે કોણ, જવરથી જવર કહીજે;
જડ્ડ ચેતનર કોણ, સુરાથી સુર (કોણ) લહિજે;

(વળી)ઢોર સરખો કાગુ ધારિએ, નારી કહે નિશ્ચે કરી
જો અક્કલ નવ ઊકલે, તો એ મેં તુજને વરી; ૩૭૨

## ચોપાઈ.

પોપટને બંધાવ્યો પત્ર; જાવ તમે તે ઠાંમે તત્ર;
શીખ દઈ વળાવ્યો વીર, કોડયે પંથ પળાયો કીર; ૩૭૩
હર્ષ ભેરય ગુણવંતો ગયો. તે શાંમાને શર્ણે થયો;
રીઝીનારી રૂડો પેર, મનમાં અદકિ આંણી મ્હેર, ૩૭૪
કે' કાંમ્યની કુશળ છો કીર, ભલે પધારયા મ્હારા વીર:
થયો દુબળો લાગી વાટ્ય, કીધી મહેનત મ્હારે માટ્ય,૩૭૫
કેમ કાજ થાયું કે નહીં, એવી તેણે વાંણી કહી;
શાંમા કે સાંભળને કીર, સાચુ બોલજે રાખિ ધીર; ૩૭૬

## દોહરા.

શુક બોલ્યો સનમુખ થઈ, ફરેનાં નીશાંન;
જલવંતી જુવંતી તુને; મળીયુ રૂડુ સ્થાંન; ૩૭૭
જેવું નિપજ્યું તે કહયું, વીસતારિ સહુ વાત,
તેહ સમે શાંમા તણું; તન બદલાયુ તત્ર; ૩૭૮
રૂપે થઈ રૂડી રતી, સુણ્યું કાંમનુ નાંમ;
જ્યાં કાગળ કરમાં ગયો, વાંચ્યો તેણે ઠાંમ; ૩૭૯
કાગળ વાંચ્યો કાંમ્યની. વિહ્વળ થઇ તે વાર.
પરણુ મુને પરણાવજો, આ ભવ એ ભરથાર; ૩૮૦

આહ! અક્ષર શા લખ્યા, વાગે રૂદેમાં બાંણ,
જો નર એવો ના મળે, તો જાએ મુજ પ્રાંણ. ૩૮૧
પોપટ કહે શુણ પ્રેમદા ઘહેલાં કહાડે ઘોર;
પરણાવું તુને (એ) પતી, ઝાઝુ મુજમાં જોર; ૩૮૨
એવું સુણતે અતિઘણી, રાંમા રીઝી મંન,
બહુ સુખ પાંમી બાળકી; વાધ્યું તેનું તંન, ૩૮૩

## છપય છંદ

માંન્યનિ થઇ મદવંત, અનંત અતીશે હરખી,
પત્ર તણી અતી પ્રીત, અક્ષર તે નરના નરખી;
સરખી મળી જે જોડય, ખોડય નહી એકે તેમાં;
હે હરીતું સહાય, દુખ ન રહે કાંઇ [1]દ'માં;
ભોગવજો મુજને મન ગમ્યો, આ ભવ એ મુજને પતી,
ગંગાશંકર કહે તે સતી, વદી એ રીતે રૂડી રતી, ૩૮૪

## ચોપાઈ

હવે થકી દીન ઝાઝા ગયા, માસ ત્રણ લગનના રહ્યા,
પુર પતીએ વિચ્યારી પેર, તેડી કુંવરી પોતાને ઘેર; ૩૮૫
પરધાન સગાં સહોદર સહુ; મેળવ્યા બીજા માનવ બહું
રાજ કુંવરોને લખીયે પત્ર, તેથી સર્વે આવે અત્ર, ૩૮૬
મંડપ મહેલ સહુ શોભીત થયું, હવે બાકી લેશ નવ રહ્યુ

---

૧ દેહમાં

ફ્ગીવંતા રવિવંશી ભુપ. તેડો કુંવરજે શુભ સ્વરૂપ, ૩૮૭
બીજા કોઈને કહેવું નહીં, આજ્ઞા એવિ રાજાની થઈ;
અધમ જાતનું અહીં નહીં કાંમ. લખી પત્રીકા ઠામો ઠામં

દોહરો

રતી આવી પાછી ફરી જ્યાં પોતાનો વાસ;
પોપટને કહે પ્રેમદા, હવે ન પાંમવો ત્રાસ; ૩૮૯
અક્ષર લખુ મુજ હાથથી, પુરૂ પ્રણ પરમાંણ;
ફરૂજ કાંમ વસંતને, જુગતે સઘળું જાંણ. ૩૯૦
બિહુવુ તે તો નવ બને, શિથિળ, થયે શો સાર;
મારે મંન મેં માંનીયો, કાંમ, તે, રાજ્ય કુમાર;૩૯૧

છપયછંદ.

બીજા નિંચ એ ઊંચ, ચુકુ કેમ અવસર આ ચો;
ચંદ્રખોળાનું ચીત, ચકોર જે પક્ષી કાળચો;
ચમક પકડે જેમ [1]લોહ, મોહ મુજને તેમ લાગ્યો;
લખ્યો ઠાંપાણનો લખ, મેખપરખો વપુ વાગ્યો;
ઘાવ ઘટતો પેટે પડયો. રૂઝાશે તે તાહરે;
કાંમનો કર ફરશે [2]વપુ, ઝાઝા હેતથી જાહુપરે; ૩૯૨
એ ત્યાંને હું આંય, અત્યારે અળગાં છૈયે;
આંણુજો ઇશ્વર યોગ, ભરતારના ભેગાં થૈયે;

---

૧, લોહોડું; ૨ સરીરે

ભોગવીએ શુભ ભોગ, રોગ સંજોગથી રૂઝે;
કરવું કઠીણ છે કાજ, રણમાં જેમ સુરા ઝુઝે,
માટે હીંમત તું રાખજે, પોપટ શુણ કે' પ્રેમદા,
બેશી રહ્યાથી બળી ઘટે, મટે નહીં કુડુ કદા; ૩૯૩
ઉધ્યમથી સઊ હોય; લક્ષમિ લીલા ઘરવાડી;
વિના ઊધ્યમ નહી કોય, ન આપે જસ અનાડી;
પુત્ર પુત્રાદિક સર્વ, ઉધ્યમથી સૂખ તે થાયે;
બેશી રહે નિશદીન; ટુંકારા સહુના ખાયે;
બાપનો પૈશો બહુ હવો, તોય (પણ) તેણ શું થયું;
બેઠા બેઠા જે ભોગવે, તેમાં શું દૌત રહ્યું ૩૯૪
કોઇ કહેશે એમ, જેણે મુખ દાંત આપ્યાછે;
આપે ચાવણ તેહ, પરભુ [1]કાણ કર્મ થાપ્યા છે.
તે ઓછા નહી થાય, લેલાટેજેહ લખાણું;
પણ તે સઘળું શુન્ય, શવાંન સુખ સમુ વખાણું;
ગંગાશંકર કહે અશ્રીવદી, કદી પોપટ ભુલેમાં;
પત્ર પોચાડો માહયરો, તમે વિ'વા કરેલમાં, ૩૯૫

**દોહરો**

પોપટ કહે સુણ પ્રેમદા, એમાં શો સંદેહ;
મુજને ભાર પડે નહી, તારે મ્હારે નેહ; ૩૯૬

---

[1] દાંણા

આપુ પત્ર એકાંત જઇ, તેડી લાવું તર્ત.
રસ્તો સહુ મેં નીરખ્યો, રહ્યોછે મ્હારીસતૈં; ૩૯૭
સ્વસ્તશ્રી નંદઘડનગર, પુરાણ પર્મ પવીત્ર;
માલ્‍ત સહીત એક મંદીરે, વસો વાલણે મિત્ર; ૩૯૮
સુંદીર શોભા તમ તણી, તે વરણી ન ન જાય;
ગુણ તમારા શા ગ્રહુ, મુખથી ના કે વાય; ૩૯૯
કાગળ કાશી પુરથી, લખીતંગ પત્ર પ્રમાણ.
આશિર્વાદ રતિ તણા,હજ્યો કોડ કલ્યાણ, ૪૦૦
તમે લખી જે મોકલ્યો, પોપટ જોડે પત્ર;
તે પહોચ્યોછે મુજને.એકાંત સ્થળમાં અત્ર. ૪૦૧
સમાચાર સહુ જાંણીઆ સગરાના જે સાર;
પ્રતી ઊત્તર તે મોકલો વપુઆંણો વીચાર ૪૦૨
ડાંપણ નથી મુજ દહમાં. ઘેહેલા બોલું બોલ.
તનગી હસજો ત્રાવીધે. કરજ્યો મારૂ તોલ. ૪૦૩
માંયે છત્ર સ્વાંમિ તમો, કૃપા કરીને આવ.
સગરાણ કરો શ્રી હરી, એવું ચિતમાં ચા'વ, ૪૦૪
વળી આપના મિત્રજે. રૂડુ નાંગ વસંત,
તે હમારા મંન થકી. કદી નહીં ખસંત; ૪૦૫
વળી લખુછું એટલું. ખુશી રેજયો ત્યાંય
ચૈત્ર સુદની પુનમે. વે'લા આવો આંય; ૪૦૬

## છપય છં ૬

ત્રશ્ના કરે જે ત્યાગ. સ્વર્ગ પદ પાંમ્યો જાંણુ
ચિંતા નહી તન જેહ, પ્રીતે પો'ઙ્યો પરમાંણુ,
જાગતો જન તે એહ, વીવેક ખોટુ ખરૂ વર્ણે.
ભુખ્યો રૂવે નીશદીન જાય દાતાને શર્ણે;
ત્રશ્ના વીશેશ દરિદ્રને, સુખી સંપ સહુ લોકમાં
જીવન મૃત તે જાંણવો, નીરૂધ્યગી નિત્ય શોકમાં ૪૦૭
વસ્તુ એકની એક. ઈંદ્રીઓ શત્રુ ઓપે
જીતે તો નહીં જોર લાજ કો દી નવ લોપે
મો'ટુ દુઃખ તે ભુખ. ઓખડ અન્ન તેને કરવું,
આભુશણ રૂડુ અંગ, સ્વભાવ રૂપી સૌ ધરવું;
મો'ટુ તેથી શુદ્ધ મંન, જવરથી જવર ચિંત્તા ચડે,
મન જીત્યે જીત્યું કે' જગત, એમાં ફેર કાંઇ નવ પડે;
શુરાતે કે'વાય, ઈંદ્રીઓ જીતે આપે; ૪૦૮
ઢોર સરીખો તેહ, વિદ્યામાં કાંઇ નવ વ્યાપે;
અક્કલ એટલી અંગ, સ્વાંમી સાચી કે ખોટી;
થાશે તમ સંજોગ, થૈસ મો'ટામાં મો'ટી
પ્રેમ સહીત પાલવ ગ્રહયો, મન શાથે મેં તમ તણે;
વાંચી પત્ર વિવેકનો, ઘટમાં સ્નેહ ગણજો ઘણો; ૪૦૯

## દોહરો

આ ઉતર તમ પત્રનો, વાંચી આણજો વ્હાલ;
નામ શુણ્યુંછે તમ તણું, થઈછુ ત્યારની ન્યાળ; ૪૧૦
લખવાકારણ એટલું, તેટલુ કરજો કામ;
જણવુંછું જુગતે કરી, અધિક લખિ આ ઠામ.૪૧૧
પીતા સ્વયંવર માહ્યરો, રચવા મહુરત લીધ;
ચૈતર સુદી પુનમે, પ્રમાણ કોડે કીધ. ૪૧૨
તેડયા સહુ વસુધા પતી, લખીયા પોળા પત્ર;
ચૈતરિ પુનમે આવશે, સકળ અધીપતિ અત્ર. ૪૧૩
તમો પણ આપે આવજો, જરૂર પણે એ મિત્ર;
તમ વીણ સુનું સર્વથા. છોજી પરમ પવીત્ર. ૪૧૪
અધિપતિ મ્હારે મન તમો, બીજુ સઘળું વ્યર્થ,
તમ આવ્યે અતી માહ્યરા, સરસે અધીકા અર્થ ૪૧૫
રાત દીવસ ઝંખુ ઘણી, મનમાં મળવા મેળ;
ચરણ કમળ ચિત ચોટિયું, ખરે હલ એ ખેલ; ૪૧૬
આયુધ ધરીને આવજો, સુરા તણા શણગાર,
કાથી મન બિહિશો નહીં, લેશ તમે લગાર. ૪૧૭

## છપય છંદ

કાયર થયે કેમ થાય, ધાર્યું તે ધુળ મળેછે;
ઉદ્યમ કરયે સહુ હોય, મનોરથ સફળ ફળેછે;

માટે ન ધરશો બીક, સુરાપાણ સર્વે સજજો;
લાવજ્યો સાથ વસંત, ભાવે કાશિપુર ભજજો,
તમે આવ્યે તન માયરૂં, સાચે અંગ શોભિત થશે;
અધીક પ્રફુલીત હરખથી, દુઃખ સરવ દુરે જશે ૪૧૮
તમે મ્હારા છો પ્રાંણ, બીજું નથિ મુને વ્હાલું;
ઘણા રચીને ઘાટ, હાંમ મળવાની ઘાલું
પાંમી અસ્ત્રિ અવતાર, રૂપ જોબન મદમાતો;
જાણે સહુ સંસાર, તોલ મ્હારો જે તાતો;
મળવા તમને હું ચાહુછુ, ન મળે જીવ જોખમ થશે;
હું અહીંને તમે ત્યાં વશ્યા, દીલમાં શું ધારયું હશે.૪૧૯

## દોહરો

માટે મન વિચ્યારિને, કરજ્યો અત્ર પ્રવેશ;
દહેશત દરૂ ન ધારશો લક્ષણવંતા વેશ. ૪૨૦
મનમાં એમ ન આંણશો, જે ત્યાં કેમ જવાય;
ભુપતીની સભા વિશે, ભુપત કેમ થવાય. ૪૨૧
બાહ્માણથિ ભુપત ઘટે, તોલ કરતાં તંત્ર;
આયુધ જે અધિપતિ તણાં, તેથી મ્હોટા મંત્ર. ૪૨૨
થોડુ લખ્યું ઘણું કરી, વાંચી જોજો પ્રત;
શુણતાં સજજો બે જણા, ત્રાવીધ તનથિ તત; ૪૨૩
અબળાને તમ આશરો, એકજછે આધાર;

આશા સ્વાંમિ તમ તણી, કહુ શું વારંવાર. ૪૨૪
મુજ સરખી તો લક્ષધા. મારે મન તમ એક;
પ્રેમ કરી હૈયે ધરી, રાખો મ્હારો ટેક. ૪૨૫
કુમ કુમ છાંટી છાંટણુ, બિડિ કંકોતરિ તેહ;
બાંધી કોટે કીરને, જેનો સાચો સ્નેહ. ૪૨૬
જા ભાઈ તું ઉતાવળો કરકરય મારૂં કાજ;
મુને ભરૂંસો તાહ્યરો, જો રાખે મુજ લાજ. ૪૨૭
રક્ષા કરજ્યો તાહ્યરી, શ્રી શીતા પતિ રાંમ;
વેગે જા ઊતાવળો હઇડે રાખી હાંમ. ૪૨૮
મુખથી ભાશણ માહયરૂં, કરજે ત્યાં જૈ કેંણ;
કહુ તે કેજે ત્યાં જઇ, વદજે વદને વેણ. ૪૨૯

## છપયછંદ.

દ્રૂપદ રાજાને ઘેર, અરજુને પ્રાક્રમ કીધાં;
કર્યો જળ (માં) મછ વેધ, દ્રુપદી પરણીને લીધાં;
જનક ઘેર શ્રીરામ, ધનુશ ચડાવ્યું ધારી;
થયું જગતમાં જાંણ, પરણ્યા શિતા સતિ નારી;
તેમ કહેજે જૈ કાંમને, રતી રામાનો કર ગ્રહો;
જુવો જઇને શું થાયછે, લક્ષણવંત એ એ લહો. ૪૩૦

## ચોપાઈ.

એવું કહી વળાવ્યો વીર, કેદ્દ પંથ પળાયો કીર;

દીઠે મારગ ચાલ્યો જાય; ત્યાંતો એક તમાસો થાય.૪૩૧
શીચાણોઆકાશે ભમે, પોપટ જાતને અદકુ દમે;
અદ્દપ સરખી મારી ચોટ, ઝડપ કીરની ઝાલી કોટ.૪૩૨
પેલો પત્ર પડયો વાટયમાં, પોહોલી પથરનિ છાટમાં;
ફુલી વાડી ત્યાં માલણ તણી, તે ઠાંમે શોભા છે ઘણી;
આવ્ય જાવ્ય લે કોની નહીં, તે માટે કંકોતરી રહી;
તે રાજાની વાડી હતી, માલણ ત્યાં આગળ થઇ છતી. ૪૩૪

## દોહેરા

લાગ ફાવ્યો લક્ષણ થકે, મારી પોપટે ચાંચ;
શીચાણાથી છુટીયો, અધીક કરીને આંચ. ૪૩૫
વાગ્યું દેહમાં દુષ્ટને, માટે મૂકી દીધ;
પોપટ ઊડયો ત્યાં થકી, મુકાંમ છાંનુ કીધ. ૪૩૬
વૃક્ષ હતુ એક વડ તણું. ગુફા સરખું ઘોર;
લપાયો લક્ષણ થકે, જેમ ઘાયેલો ચોર. ૪૩૭
વગર લેવા દેવા વપુ, અતી સંકટ શરીર;
પાંમ્યો તે પોપટ ઘણું, કોડબુદ્ધિ પતિકીર. ૪૩૮
એહ વાત રહી એટલે, (પણ) કાગળનુ શું થાય.
ફુલ લેવા માલણ ગઇ, તેના કરમાં જાય. ૪૩૯
વાંચ્યો એહ વિવેકથી, જોયા અક્ષર જેમ;
નામ સુણ્યુ રતી તણું, ચમકી તનેમાં તેમ. ૪૪૦

વાંચી સમજી વારતા, વિચાર કરે તેવાર;
જોએ બાઇ આવે અહીં પાંમુ દ્રવ્ય અપાર. ૪૪૧
નગ્રી એ કાંમાવતી, કામસેન ત્યાં ભૂપ;
નીચ ને નહી હોય નોતરૂં, કુડો અતી કુરૂપ. ૪૪૨
નરપતીમાં એ નીચ છે, ઊંચી એ કંન્યાય;
પૈસો અતીશો પાંમીયે, જો કરૂં અન્યાય. ૪૪૩
પંથી થકે પડી ગયો, તે આવ્યો મુજ હાથ;
જઇને આપું એહને, કોણ લડે મુજ સાથ. ૪૪૪
કામસેન જો પરણશે, રતી રંભાને રાય;
વળતી થાશે આપણું, સ્થીરપણેથિ થાય. ૪૪૫
કરૂં દલાલી તેહની, ભોગવાવુ બહુ ભુપ;
એવું ચાહાયતે ચોરટી, માલણ સ્વેત સ્વરૂપ. ૪૪૬

## ચોપાઈ

સ્વેત સ્વરૂપ માલણનુ નામ, આવી કાંમા વતિને ઠામ;
કામ દવતો રણમાં રહ્યા. સમાચાર રોહોલાને ગયા. ૪૪૭

## સોરઠો

ઠસ્સો કરતી ઠેઠ; બાણી ઠણી તે માલણી;
પોહોચિ મ્હોલા હેઠ, રમઝમ રાજા મંદિરે. ૪૪૮

## દોહરા.

ઓળ મટોળ ગાલે કર્યું. ટપકું જે જંગાલ,

જાણે છુંદલું છુંદણું, કર્યું કંકુ કપાળ. ૪૪૯
દીસંતી દેવાંગના, છાબ ધરિ કર માંહ્ય;
હરખ ભેર આવો મળી, રાજા બેઠે ત્યાંય. ૪૫૦
હળવે રહી વાંણી વદી, ઘુંઘટ તાંણિ ઘોર;
પત્ર સમર્પ્યો પાપ્યણી, ચંડાલણ ચિત ચોર. ૪૫૧
કાંમસેન્ય રાજા કહે, કાંમ્યની તું છે કોણ;
કાગળ લાવી કો તણો, આવી ક્યાંથિ ઓંણ. ૪૫૨
કે' માલણ સુણો મહિપતી, અતિ મતિ છે આપ;
હું તો તમારી માલણી, મોહોટુ મુજ ઘર બાપ, ૪૫૩
સ્વાંમી પુષ્પ તમ મંદિરે, લાવેછે નીશ દીશ;
હું અહીંયાં આવું નહીં, ઘણુ કાંમ મુજ શીશ. ૪૫૪
માટે તમે નજર ઓળખો, સારી પેઠે સુત્ર;
કોઇ દીસ ફુલ આપવા, આવે માહારો પુત્ર ૪૫૫
આ કાગળ મુનેં વાટથી, જડયો અચાંનક જેહ;
જો બળ હોય તો ત્યાં જજો, રતી લાવજો તેહ. ૪૫૬
નીકર ઘે'ર બેશી રહો, કરો તમારૂં કાંજ;
રીસ ન કરશો રાયજી, મહિપતિ માહારાજ. ૪૫૭
સુણતાં વાત હરિશ પડયો, શાંમા કહુ શુણ સાચ;
પરણી લાવું પ્રેમદા, નિત્ય કરાવું નાચ. ૪૫૮
દેખાડુ હું તુજને, એ રંભાનું રૂપ;

બાળ દિધિ ભળે ભાંમ્યની, એમ વધ્યોતે ભૂ.. ૪૫૯
મ્હોર પાંમી તે માલણી, ગઇ પોતાને ઘે'ર
રાજી થઇ રાંમા ઘણું, પછી થાય શી પેર. ૪૬૦
રાએ પ્રધાન(ને) તેડિયો, પુછિ પંટતર વાત,
કેહે વજીર જાંણુ અમો, કાંને શુણ્યુ ગઇ રાત. ૪૬૧
ઊડતી મેં અડધો શુણી. ભાગ્યો હવે સહુ ભેદ;
એવાતે કાંઇ ન ધરો, રખે હૈયામાં ખેદ. ૪૬૨
ન જોઇએ ત્યાં નોતરૂં, એ વાતે શી લાજ;
નથી ભીખ ત્યાં માગવી; મન ધરો મ્હારાજ; ૪૬૩
જો ગૂગુ કાંઇ દખસે, તો વરશે એ નાર;
ખુંચિ લેવિ નથી આપણે, તો શી કરવી વાર. ૪૬૪
મહિપતિ કે મુને માલણે, આપ્યો કાગળ આજ;
વગર તેડે કરશું નહીં. સુધરશે સહુ કાજ. ૪૬૫
નામ ફેરવીએ આપણાં, તો કાજ સહુ હોય;
તમ સરખા પરધાંન જ્યાં, શું કરશે ત્યાં કોય;૪૬૬
પત્ર પ્રધાંને વાંચિયો, નિરખી હરખ્યો આપ;
મુશ્કલ નથિ કાંઈ મહિપતી, ૧તનું ન ધરશો તાપ.૪૬૭
કાંમ કરવું મનમાં ધર્યું, તોતો સઘળું સે'લ;
પત્રવાળો પુંઠે રહ્યો, આપણ ચાલો પે'લ ૪૬૮

---

૧ શરીર.

કાંમ માધવ બે કોઇ દીન, જાંણ્યા વિણ નહિ જાય;
ચાલો નાંમ તેનાં ધરી, જુવો હવે શું થાય, ૪૬૯

### છપય છંદ

કાંમ સેન્યનું નાંમ, કાંમ દેવ પછી કરીયું:
મધાન તણું જે નામ, માધવ એ રીતે ધરિયું;
રૂડા પેરયા શણગાર, આભુષણ અંગે સજીઆં;
મુખ ચાવ્યાં તંબોળ, તનથિ દુઃખ સઘળાં તજ્યાં;
ત્યાં બ્રાહ્મણ બે ભાવે થયા, શ્રીફળ વેહેચ્યાં સાથમાં;
જેમ કાગ કોયલ બને; તેમ તાળી લે હાથમાં. ૪૭૦

### મનહર છંદ

શણગાર સજી આપ, વજીરને કહી વાત;
સાથમાંથી નિસરીને, ચાલ્યો ઘેર એકલો;
પછી નારી પાસેં જઇ, રાજી થઇ કે'છે વાત;
શંખાણી તું સાંભળજે, શોભુશું હું કેટલો,
તહારો ભાવ પુછું નહીં, રતી સતી લાવું અહીં;
આજ દીન દશ પછી, કાઢી મુકુ તુજને;
રમુ જમુ રાજી રહુ, કંકોતરી થકી જઉં,
હરણાક્ષી લાવુ અહીં, તુજપર(ગળે)મુજને. ૪૭૧

### ચોપાયા છંદ

આપ તણી શી શોભા કે'વી, ઉજવળ દીસે દેવ

[1]કાચ ક'લેડા સર્ષા હોએ,વળી [2]અડદના જેવા; ૪૭૨
માટે આપે વેલા જાવો, સ્વયંવરે જઇ બેસો;
તમને દેખી તુરત પરણે, [3]સિધ્ધિ નહી સંદેહો; ૪૭૩
વળી કાજળ વીના [4]ચાલે. આપનિ પાસેં ભરિયાં;
વસ્ત્રા લંકાર[5] બગાડશેને, [6]લજ્જાશે આધરિયાં; ૪૭૪
[7]કૃશ્ન સર્પના સર્ષા ભુજછે; તુરત ઝબકે ઝાલે;
(જેમ) મણિ લોભને માટે વાદી, સ્થીર ચિત્તેથી ન્યાલે. ૪૭૫

---

૧ કાચ, કલેડાની જોડે મુકયો હોય, ને જેવો ચળકે તેમ તમારૂં રૂપ ચળકે છે (મતલબ કે કલેડા જેવો ૨ અડદ (ને તેલ ચોપડયાથી) કેવા ચળકેછે; તેમ તમારૂ રૂપ ભભકો મારે છે; (મતલબ કે અડદના જેવો) ૩ પાંશરી (રહીને તમને કંન્યા પરણશે, કાંઇ સંદેહ ન ધારશો) "કેહેવાનું જે તાહારા કાળા સીંધી જેવા રૂપ સાંમું પણ નહીં જુવે તેમાં સંદેહ નહીં" ૪ આપ કાજળ રૂપછો; ૫ સાચવજો વસ્ત્ર અલંકાર બગાડે નહીં [મતલબ કે તાહારા શરિરથીજ બગાડશે;] ૬ તમારૂ આવું રૂપ છે અને વળી આવા શણગાર ધર્યા છે માટે તમને મુકી બીજાને પરણશે તો કંન્યા લજવાશે; (મતલબ કે આ બધા વસ્ત્રાલંકાર લજવાશે) ૭ વળી કૃષ્ન (કાળો) સર્પની ફણા જેવો તમારો હાથ છે માટે ઝબક લેતી ઝાલસે (હસ્ત મેળાપ) મતલબ કે કાળા નાગના જેવો તા'રો હાથ ઝાલતાંજ ઝબકશે (ભય પાંમશે)

એમ કહીને હાસ્યજ કીધું, કાંમ સેંન ખુશિ થાયે,
વારૂં કહિને ચાલ્યો જાયે, પછી પંથે પળાયે. ૪૭૬

## છપય છંદ

હળવી ચાત્રે ચાલ્ય, ઠાઠ ઠગાઇના કીધો;
ચાલ્યા છડા જણ બેય, ડંકો પુર મધ્યે દીધો;
કોઇ ન જાંણે વાત, પ્રભાત સમે નિસરીયા;
લાગ્યું રતિમાં મંન, બીજા જંન સૌ વિસરીયા;
રહ્યા જઇને તે બાગમાં, વિચ્ચાર કરે* વરવા તણા;
ચાપા ચોપ ચતુરાઇથી, ઘાટ રચે મનમાં ઘણા ૪૭૭

## દોહરો.

પોપટ પોતે સુખી થયે, મટ્યું દેહને દૂખ;
કાગળ પડ્યો છે કોટથી, માટે કરમાયું રૂપ; ૪૭૮
હળવે હળવે પરવરયો, મનમાં રાખી હાંમ;
પામ્યો નંદચડ નગ્રને; કાંમ વસે જે ઠાંમ; ૪૭૯
દીઠી સગુણા સુંદરી, વસંત તણે આવાસ;
જુહાર ત્યાં જઇને કરયો, બેઠા પોતે પાસ; ૪૮૦
કો' આવ્યાં છે કયારનાં, શાંમા સાસરિ માંહ્ય;
કુટુંબ કુશળ છે તમ તણું, એ સંભળાવાં આંહ્ય, ૪૮૧
હા ભાઇ કહી હશિ પડી, કુશળ છે સૌ સાથ;

* પરણવા

આ૦યે દિન થોડા થયા, સંદેશો [1]કું નાથ; ૪૮૨

લજયા કાહાડિ લક્ષ્મ્યા, હળવા બોલી બોલ;

કુશળ પુછ્યું તે કીરને જેમ તરૂણી(નું) તોલ; ૪૮૩

શોભે સાસરે સુંદરી, હાથી રાજ દ્વાર;

પરણિ રહે જે પિયરમાં, તેને છે ધિક્કાર; ૪૮૪

## છપય છંદ

જમવું સ્વાંમિને સાથ, નમવું નિત્ય કંથ (ને) કોડે;

રમવું રૂડા રંગ ભોગ, સુવું [2]સજ્જનની સોડે;

હાવ ભાવ આનંદ, પ્રિત્યેથી નિત્યે પાંમે;

કરે કુળ રિતે કાજ, દૂખ વીકટ સૌ વાંમે;

મઠ બાજરીની ખાખરી, મળે તે અમ્રત માંનીએ;

બુદ્ધીને સ્થીર રાખીએ, જેહ વશીછે પહાંનીએ; ૪૮૫

## દોહરા

સુખ સઘળાં સંસારમાં; વીના સ્વામી એ વ્યર્થ;

જેમ સ્ત્રિને તેમ પુરૂશને, એવો લેવો અર્થ. ૪૮૬

શુકે વચન એ સાંભળ્યાં, મન થયું પ્રસંન;

આઇ તું પતીવ્રતા વડી, દુર્લભ તુજ દર્સન; ૪૮૭

પોપટે સહુ પ્રીછવી, વાટય તણી જે વાતઃ

કાગળ ગયો મુજ કોટથો, થાતાં રહીછે ઘાત; ૪૮૮

---

૧ કાહા૦યો. ૨ પોતાનો પતી.

એકાંત બેઠાં જ્યારે જણાં, કામ વસંતને કીર;
ચોથી સગુણા સુંદરી, જેમાં નૌતમ નીર, ૪૮૯
શુક કહે સાચું કહું, શ્રી સુરજનો સાખ્ય;
બ્રંહ્મહત્યા શિરપર હજયો, જો જુઠી કહુ ભાખ્ય; ૪૯૦
પ્રીતી તમ ઉપર ઘણી, રતી તણી બહુ રીત;
પત્ર જો દીઠો હોતતો, પ્રીછત સર્વે પ્રીત; ૪૯૧
પુનમ દીન પધારજો, માધવ સહિત મ્હારાજ;
કાંમદેવ કહુછું ઘણું, રાખજો મારી લાજ; ૪૯૨
જળ વીના રહે માંછલી, તો તમ વીણ તે નારય;
ઝાઝું હું કેતો નથી, આવી આંણે ઠાર; ૪૯૩
રજા આપો તો ત્યાં જઉ, દીન થયા ભરપૂર;
વાટ વીનતા જોતી હશે, જાવું મ્હારે દૂર; ૪૯૪
જા ભાઇ તું કે તે ખરૂ, સત્ય ચડાવું શીર;
આવીશું અમો હેતથી, દેજે ધારણ ધીર; ૪૯૫
જ જે જાળવી જુગતથી, વસમીછે એ વાટ;
આવીશું નીશ્ચે અમો, તું કેછે તે માટ. ૪૯૬
પાછો પોપટ પરવરયો, કીધું કુચ મુકાંમ;
હવે વિચ્ચાર ત્રઇણ કરે, જાવા તણો તે ઠાંમ, ૪૯૭
કાંમ કહે માધવ શુણો, મનમાં ધાર્યાં મેળ;
પત્ર આપણ નવ પાંમિયા; ખરો ગયો સૌ ખેલ, ૪૯૮

હવે જવુ કે નવ જવું, કરીએ કો'તે કાજ;
વસંત વિચારી વીનવે, ઉત્તર આપો આજ; ૪૯૯
સાંભળ સાચુ કહુ તુને, હૈડે રાખો હામ;
હીંમત મુકે નવ સરે, વીકટછે એ કાંમ; ૫૦૦

## છપય છંદ

હીંમત મર્દથી મર્દ, હિંમતથિ હોડયો છતે;
હીંમત (તે) બળનું બળ, વીકટ સૌ વસમાં વીતે;
હીંમત ચડેછે વાં'ણ, લાંહાંણ લાખોણ્ લાવે;
હીંમત ધીરે દાંમ, વ્યાજ અલેખે આવે;
હીંમત મરદાંમી મુછછે, તુછ સકળ હીંમત વીના;
હીંમત હોયત(ત્યાં) સુખ શોભતું, દુઃખ પાંમે હીંમતહીણ
હીંમત કરેછે રાજય, અનાજ હીંમતથી પાકે;
હીંમત કરે સૌ કાજ, હીંમતથી સર્વે થાકે;
હીંમતે વનિતા વશ, થાય તે નિશ્ચે જાણો;
હીંમતથી વિદ્યા હોય, હીંમત મરદાંમિ માંણો;
હીંમત જે અળગી કરી, ઘેર બેસી રહે બાપડો;
દુખ પાંમે દેહે ઘણું, એહ ઉત્તરછે આપણો. ૫૦૨

## સવઈયો બત્તરીસો

કાંમ દેવ કે કાયર નહી અમો,
માહ્યર મિત્ર તમો જયાં મ્હોટા;

બાહ્યર થઇ જુવતીને થૈએ,
મનમાં વેહેમ ન ધરવા ખોટા;
સાહ્યર સર્વે શત્રુ જન થાશે;
બુદ્ધી રૂપી કરજો ત્યાં શોટા,
અવિચળ પ્રાક્રમ ચાલો કરીએ,
જિવવું તો જેમ જળ પરપોટા, ૫૦૩

## દોહરા

માધવ કહે મન માહરૂં, હરખ્યું હવે અપાર;
મરવા તો માએ જાણ્યા; સાંચે સહુ સંસાર, ૫૦૪
એ વાતે બિહવું નહીં, કરતાં કો દીન કાંમ;
થનાર હશે તે તો થશે, હૈડે રાખો હાંમ. ૫૦૫

## છપય છંદ

રળવું હોય જ્યાં દ્રવ્ય, મરવાની બિક નવ ધરિએ;
ભાણવિ હોય વિદ્યાય, કોઇ દીન શંકા નવ કરીએ;
પરણિએ નાતમ નારય, મરવું મનમાં નવ લેવું;
જવું [1]જુવતી(ને) પાસ, કુકર્મ છે એમ ન કેંવું;
અમર હૈયે એમ માંનવું, ત્યારે અર્થ સફળે ફળે;
ગંગાશંકર કહે માધવો, કહ્યું મેળ તેથી મળે. ૫૦૬

---

૧ પોતાની સ્ત્રી

## દોહરા

એમ વિચારી બે જણા, પુછી સગુણ (ને) પેર;
જાત્રાએ જઇએછે અમો, ધરાણી રહેજો ઘેર;
પરણી લવીયે પ્રેમદા, એ ઉમાકો આજ;
વારૂ કરીએ જયાતરા, એક પંથ દો કાજ; ૫૦૭
કુંમ કુંમ કરયું કપાળમાં, અક્ષત ફોફળ લીધ;
ચાકર જોડે રાખીયો, કરવા કારજ સાધ; ૫૦૮
દ્રવ્ય થોડું શેક રાખીયું, પોતા કેરી પાસ;
શુકન જોઇને સાંચરે, રાખી પ્રભુની આશ; ૫૦૯

## છપય છંદ

જેમ અર્જુનને કૃષ્ન; લક્ષ્મણને રાંમ (જેમ) જોડ;
તેમ વસંતને કાંમ, શોભે છે કુશળ કોડે;
હસતાં સુંદર મુખ, સુખ સહુ કોને કરતાં;
રઢિઆળાં રૂડાં રૂપ; પુષ્પ જેમ મુખથિ ખરતાં;
તેવી રીતે ત્રેહોનીયે, વચન વદે વદને થકી;
નગ્ર બાહાર તે નીસરયા, નાંમીચા નિશ્ચે નકી, ૫૧૦

## દોહરો

એવી રીતે અતિ ઘણા, ભુપત જઇ ભરાય;
જેના સાંચા પાંસરો, કારજ તેનું થાય; ૫૧૧

## છ પદછંદ

કેટલા (એક) ગજ અસ્વાર, કેટલા એક અશ્વે બેઠા;
કેટલા એક હોંડે પાય, કેટલા એક પડદે પેઠા;
કેટલા એક મેના માંહ્ય, કેટલા તાવદાને બાઝયા;
પોત પોતાનિ પ્રીત, મન ગમતી રાખે માઝા;
મુછે હાથ કોઇ ફેરવે, વિચ્યાર કરે મનથી ઘણા;
ગંગાશંકર કે ઘડી ઘડી, તોલ કહુ શા તે તણા; ૫૧૨

## દોહરા

કાશીમાં કુસળ સહુ, મંડપ થયો તઈઆર;
ખરચી લક્ષમી લક્ષધા, અપરમપાર અપાર; ૫૧૩

## છપય છંદ

સ્ફાટીકમાણીની ઓળ, જડીત્ર હીરાછે ઝાઝા;
પરવાળાં પુખરાજ, હીમ જેની ઘણી માઝા;
ચંદન કાષ્ટનું કાંમ, ઘણું ઘાટીલુ ઘડિયુ;
સોના પત્રે સર્વ, મોંઘા માંણેકે મઢીયું;
સીંહાસન સોહાંમાણાં, મંચ સોનાના મુકિયા;
તકતા બાંધ્યા ત્રેવિધે, ચતુરાઇમાં-નવચુકયા, ૫૧૪
મુખમલ ગાદી માંહ્ય, મોંઘા તકીયામાં મઢીયા;
ચંદરવો ચોપાટ, ઊંચો અંતરિક્ષે જડીઓ।
શોભા જાણે સ્વર્ગ, આવ્યું હોય હેઠળ જેવું,

જાણે ઇંદ્રાસન, આણ્યું હોય ત્યાંથિ તેવું
લક્ષ લોક ત્યાં જુવે જઇ, આવે દેશદેશથી દાખવા;
એવી શોભા કીધી અતી, નાંમ જગતમાં રાખવા; ૫૧૫
પંખા બાંધ્યા પ્રીત, ફુવારા ફર ફર થાયે;
રાજવિયાનિ રીત, કાયરથી કેમ ખમાયે;
શામ કહે સર્વત્ર, મિથ્યા દ્રવ્ય એમાં ખરચ્યું;
પાંમેદાર સંતોષ, કોઈ ઠીક ચોવીશ ચરચ્યું;
લક્ષ્મીને શુ નવગમે, જમે રમે રાજી રહે;
એવી શોભા ત્યાં હવી, કવી ગંગાશંકર કહે, ૫૧૬

## માલની છંદ

સરસ સરસ જુવો, બાગની રીત કેવી;
જરૂર જગત જુવે, ઇંદ્રના બાગ જેવી;
ફુલ ફળ અતિ વાવ્યાં, બાગમાં રીઝિ રાજે;
રતિ સતિ જન લેશે, તેહના કાંમ કાજે; ૫૧૭

## સારંગી છંદ

જૂવો જૂવો જઇને લોકો, હાકો ઘેરે મારે છે
ચાલો ચાલો આપે જઇએ, શાં શાં કાંમો ભારેયછે
રસ્તે રસ્તે પેરા મુક્યા, ચર્ચા ત્યાંની ચાલે છે;
કંન્યા સાથે સાહેલો તો, રૂડી રીતે માલે છે; ૫૧૮

## ઝુલણા છંદ

સર્વ જોવા તહીં, આવેછે માંનવી,
ઘર તણા કાંમને, દુર મુકી:
લોકને આવશે, લાંણશું તેહમાં,
પાંહાંણનું ધંધ પોતેય ચુકી.
(પણ) જાણજે વાત એ, સાચિછે આંણજો,
લાભ જિ૦યા થકી (નવુ) કાંઇ જોયું;
એમ જાંણી અતિ લોકતો ઉલટયા,
સુલટયા મંન સર્વેનુ, મોહ્યું. ૫૧૯
ઝાડતો રાજનાં, રોપિયાં આપિયાં,
કેવિ રિતે કરી જુગ્તિ ઝાઝી;
ઘર થકી પુરતો, બાંધિયો ઝાડને,
રોપિયાં વેલતો ઠેઠ બાઝી;
એક તો *દ્વારછે ભાગોળે પુલની,
આગળે રાખિયું વાત સાચી;
કુંવરો આવિયા, તેહનિ આગળે,
ચારણો જાયછે. ત્યાંય જાચિ. ૫૨૦
એવિ રીતે અતિ, મુખ્મલોલાલને,
લિલિતો પાથરિ, ઠેઠ સુધી;

*દરવાજો.

ચંદ્રવો બાંધિયો, ઉપરે સાંધિયો,
હાંડિયો ઘેરથી આણ કીધી;
લાલ લિલા બહુ, ગોળા ત્યાં બાંધિના,
ચંદ્રવે લક્ષધા. લોક જુવે;
પાંણિતો પિવાને, પર્વતો માંડિછે,
જોઇને લોક, સંદેહ ખુવે. ૫૨૧
રાયના પૂરમાં સૂરમાં લોકતો,
ચાલતા મા'લતા ત્યાંય જાયે;
ઢોલને ભુંગળો, પ્રિતથી વાગેછે,
શંખને ઘંટના નાદ થાયે;
રંગિયો મે'લને, કેળના કાંમથી,
છોઇને ધોઇને કાજ કીધું;
એવિ રીતે બહૂ રાયનું કાંમતો,
મંત્રિયે કરિને [1]ગામ લીધું. ૫૨૨
રાયની શોભના (ના) પારતો આવેના,
માન્ય તો સર્વનું ત્યાંય મ્હોટૂં;
માર્ગતો રોકિયો, ચોકિયો મુકીને,
આવે ના મંડપે હોય (જે) *ખોટૂં.
આસનો ગોઠવ્યાં ઓઢવ્યાં રાયનાં,

---

૧ ઇનામમાં. *નીચ.

સુઝથિ મંત્રિયે ત્યાંય આપે;
આવશે રાજાના કુંવરો પણિવા,
તેહનો બેશિને, સૂખ માપે. પર૩
ચીતરી પટ અને, મંડપે બાંધીયું
દૈત્યને દેવનાં ચિત્ર કિધાં;
ઝાડને પાંડને, પતાકા પર્વતો,
રંગથી રંગિને ત્યાંય દિધાં;
ભૂમિતો કાચથી પાથરી મંડપે.
રાયના કામનો (ના) પાર આવે;
દેખિને પેખિને હરખિયું રાયનું,
મંન તે જોઇને ઘેર જાવે. પર૪

## દોહરા.

ઝુરે મન ઝાઝું રતી, પોપટ નાવ્યો માટ;
અરે પ્રભુ ત્યાં શું હશે, કરતી એમ ઉચાટ પરપ
બંધન પાંમ્યો બુધ્ધિનિધી, રસ્તે કોઇક ઠાંમ;
સારો દેખી છેતરયો, રાખ્યો કોને ધાંમ.' પર૬

## ચોપાઈ.

એતો વાત અહિયાંથી રહી, વળતી બીજી ત્યાં' શિ થઇ.
ચૈતર સુદ ચૌદશને દીન, ભરાયા ભૂપત નહી ભીંન;
રહ્યા પુર બ્હારે સઊ મળી, એક એકને મન અદકિરળી;

જુદી જુદી વાડીની માંહ્ય, નોતમ રંગ કરે સૌ ત્યાંહ્ય
સાચે સર્વે સુધારે અંગ, નાહ્ય જ્યાં વહેછે ગંગ;
સઊના મનમાં સરખી હાંમ, પરણીને સૈં જઈએ ધાંમ.
કેટલા ધારે શિ ચિંતાય, નિશ્ચે નારય આપણનિ થાય;
કેટલા કહે કુળ મ્હારૂં અતી, કર્શે મુને પરણ્યાનિ.મતી.

## દોહરા

એમ વિચ્યારે નૃપતી, સહુ સહુને મન શેર;
તેમાં ધુતારો એકછે, તે જાંણે હું મેર. ૫૩૧
પાખંડી પોતે ઘણો, નાંમજ ફેરવનાર;
તેતો જાંણે હું વડો, સૌનો છું શિરદાર. ૫૩૨
દગલબાજીમાં છેતરૂં, સૌને નહિ સંદેહ;
વનિતા એ મુજને વરે, કરૂં ઊપાયો તેહ. ૫૩૩
ઉરમાં સુર આંણે ઘણું, ઉલટથી તે આપ;
ચાળીવાણી ઘણી ચાળવે, મન વધારે માપ. ૫૩૪
બને ઠણે બહુ રિતથી, હુતો નાપીક પાસ.
ક્ષાર કરાવા માંડિયું, આંણિને અવકાશ. ૫૩૫
કરય હજામત માહ્યરી, નાપીક રૂડી રિત;
આજની વાતો અવનવી, ન જાણીશ તું નિત્ય.૫૩૬
અધિક વારે તે ઊઠિયો, છોલાવિને શીશ;
નીશા થઇ પછી તે સમે, ગયો દીનકર જે દીશ.૫૩૭

ક્યારે સુરજ તે ઉગશે, એવો થાય સંતાપ,
જુવતીમાં જીવ સર્વના, કરે જીભ્યે બહુ જાપ. ૫૩૮

**છપયછંદ.**

કોઇ કહે આ રાત્ય, બ્રહ્માએ શાંને સરજી;
કોઇ કે મળવા ચીત, અત્યારે થાયે મરજી;
કોઇ કહે લાવે નારય, તેને હું માગ્યું આપૂ;
કોઇ કે મેળવે જોગ, તેને પોતાનો થાપૂ;
વિચ્યાર ઉઠે સૌને વડા, ઘડા જેમ કોરા ઝમે;
તેમ તેનાં વિર્યજ ખજો, દૈતાતે અંચીકું દમે. ૫૩૯
કેટલાને નહીં ભાંન, નીશાએ નાગા સુતા:
કેટલા (થયા) ચીત ભ્રમ, કરમાં જઇ ઝાલે જુતા;
કેટલા (નાં) મન ઘુંટાય, કેટલા નિદ્રાને પાંમ્યા;
કેટલા સ્વપ્ને સત્ય, દેખિ દુઃખ સર્વે વાંમ્યા;
કેટલાક ત્યાં રંગે રમ્યા, તે સાથે સ્વપ્ને સહીઃ
વળી ઉઠો વીમાંસતા, હજી રાત વીતી નહીં. ૫૪૦
કેટલા કરેછે વાત, હુંયે લવરીમાં આવ્યા;
એડા સ્વયંવર માંડ્ય, કહીંકે જસ ઘેરે કાવ્યા;
કેટલા કહે(માનાની)તું માના, અતી સુખ મુજને મળવે.
કેટલા (એક) મરડે મુછ, જ્યાં ત્યાં શાંમાને છળવે
એમ નિદ્રામાં નરપતી, લક્ષોપતો લેખે લહે;

ગાંડા પામવા ગોરડી, થયા ગંગાશંકર કહે. ૫૪૧
કેટલા કેછે એમ, કન્યા તો શોભે સારી;
બેશી સ્વયંવર માંહ્ય, કેટલા જે નિર્પે નારી;
શીછે એની આંખ્ય, આપેછે હ્રુણિ સરખી;
કેટલાકે શુભ ઉર, નુર બહુ છાતી નરખી;
એમ વિચ્ચાર કરે અનેકધા, કર્તાં વાંહાંણુ વહિ ગયું;
કેટલા નિરાંતે પોઢીયા, જાંણ્ય કેટલાએકને થયું. ૫૪૨

## ચોપાઈ

ઝડપો ઝડપ ઉઠયા સૌ જંન, ચૈતર સુદ પુનમને દંન;
ઝાડે ઝપટે સૌ કો ગયા, નાહિ ધોઇને સુખીયા થયા. ૫૪૩
જમિ પરર્યા સૌ રાજંન, પેહેરિ ઓઢી સુધારે તંન;
દરપાણ કરમાં દાદશ ધરે, ટોલે શું, કંન્યા વશ, કરે. ૫૪૪
જેમ થાવાનું તેતો થાય, જનાને અધિક અકળાય;
કેટલાતો વિચ્યારે મંન, ક્યારે જોઇએ તેનું તંન; ૫૪૫

## દોહરા

ઘરના જે ઘરડા સહુ, બેઠા મંડપ માંહ્ય;
એકાંત વીગતે જાંખતા, સુંદીર રચના જાંહ્ય. ૫૪૬
લોકો આવી લક્ષ્યા, ઊભા રે બહુ બાહાર.
ચોકી પેરા ચોવિધે, મુકયા તેણે ઠાર. ૫૪૭
ભલે ભલે સહુકો કહે, રાજવિધાની રીત;

મેવા ફળ મહિં મુકીયાં. અદકી આંણી પ્રીત. ૫૪૮
દુધ સાકરે ઉકળે, તેજાંના તૈયાર;
લવીંગ સોપારિ એલચી, મેવાના બૈ ભાર. ૫૪૯
મધ્યે બેઠા મહીપતી, કાશિરાજ સુજાંણ;
સૌને આદર આપવા, નમવાને નિર્માંણ. ૫૫૦
શોભ સજેછે સુંદરી, શોભિત સખિયો સાથ;
હરખ અતિસે ઉરમાં, નિશ્ચે મળવા નાથ. ૫૫૧
પ્રથમ આભુષણ ચાંદલો, જગહુગ જયોત પ્રકાશ;
દાદશ મોતી દાંમણી, બમણીં ઓળ બે પાશ. ૫૫૨
નાગ ફેણાવત અવનવા, કાળા ભંમરશા કેશ;
ઉજવળ અંગ અતિ ઓપતું; જુવંતી યૌવન વેશ.૫૫૩
ગોળ મુખી ઘણું ગોરડી, હરણિ નૈનવત આંખ્ય,
દાંતે સુવર્ણ રેખો જડી, દુર્લભ બેસે થે માંખ્ય. ૫૫૪
સુકોમળ રાંમારતી, સજયા શોભ શણગાર;
ગોખે બેઠી તે ગોરડી, ભાગ્ય તણિ ભંડાર. ૫૫૫
સુર્ય પુજન સુખે કર્યું, પાંમવા ભવ ભરથાર;
શોભા બહુ નૌતમ હવી, અપરંપાર અપાર. ૫૫૬
તેડાં ગયાં ત્યાં સર્વને; જયાં સૌ રાજય કુમાર;
એકે એકે આવિયા; શોભા જેની સાર. ૫૫૭
આદર કરે અતિ અધિપતી, બેઠાં જયાં સહુ બાળ,

મેવા ફળ બહુ મુકીયા, ભરી ભરીને થાળ. ૫૫૮
અગર ધુપ સુગંધશું, બેહેકિ રહયોછે બાસ;
એટલે ધુતારો આવિયો, આપે એહ અવાસ. ૫૫૯
નાંમ અતર ધારણ કરી, વજીર સહિત તે વીર;
આવ્યો ઓપાવિ અંગને, શોભાવી શરીર. ૫૭૦
છડિદાર પોકાર તો, સુણ્યો સતિએ સ્વાસ,
એટલે જાળિએ ઝાંખિયું; આંણિ દિલે વા'લ. ૫૬૧
પાસે નારય ઉભિ હતી, તે કહે કામ વસંત;
બાઇ તમારે આવિયા, એમ કહિ હસંત. ૫૬૨
એવું શુણી અવની પડી, આકૃતિ જોતાં આપ,
ગુણ નહિ કે'તે ગોરડી, તનમાં પ્રગટયો તાપ, ૫૬૩
હીરા જડીત્ર જે વીંટિયો, હતી અબળાને હાથ;
શોક થયે સર્વે પડી, મળી પ્રથ્વિને સાથ. ૫૬૪
પોપટ પિટયો છેતરી, ગયોછે તે કયાંય;
હજી મુવો આવ્યો નહીં, રહ્યો ત્યાંનો ત્યાંય ૫૬૫
જેમ દીવસે ચંદ્રમા, શોકે થૈ ગઈ શુન્ય;
બાળા થૈ બ્હે બાકળી, લેશ રહિ નહિ નુન્ય. ૫૬૬
વિચ્યાર મંન વનિતા કરે, તેમ તેમ(મન)ઘુંટાય;
સુખ જતુ રહ્યું શેજમાં, ચિતમાં ચિંતા થાય.૫૬૭

---

## લલિત છંદ

અરર ઓ પ્રભૂ, શું કરૂં હવે;
પ્રિય [1]ફિરે ખુશી, દુઃખિ હું થવે;
અરર ઓ હરી, પાળજે મુને;
અરજ એ કરૂં, ઇશ્વરા તુને. ૫૬૮
કપટ શું કરિ, કીર ક્યાં ગયો;
જરૂર ક્યાં જઇ, સુઃખિ તું થયો;
અરર પોપટા, શત્રુ તું થયો,
અરર આજથી, લાભ સૌ ગયો. ૫૬૯
અરર મુજને, શું કહ્યું હતુ;
અરર પોપટા, તેય ક્યાં જતું;
રૂપ કળા અને, ગૂણુનો ભર્યો;
જરૂર કાંમ્યની, કંથમેં કર્યો. ૫૭૦
અરર એ બધૂ, ક્યાં ગયું બળી;
અરર બુદ્ધિ ક્યાં, તા'રિ ગૈ ટળી;
સુખજ સારતો, સર્વ જાય છે;
પુરણ દુઃખતો, આજ થાય છે. ૫૭૧
અરર સામટાં, અંગમાં ખરે;
વજર બાંણતો, લાગિયાં અરે,

1 પોપટે,

જરૂર અંગતો, જાય છે બળી;
સરવ બુદ્ધિતો, માહારી ટળી. ૫૭૨
અરર પક્ષિની, પ્રીતિ મેં કરી;
અરર પક્ષિયે, દુઃખમાં ધરી;
નવ લગાડુ હું, વારતો ક્ષણું;
*કુપ વિશે પડી, જીવને હણૂં. ૫૭૩
અરર [1]ધાંમમાં, જાણીતો ખરી;
અરર [2]કોયના, દેખિ જો મરી;
સુખજ સામટાં, આજ સૌ ગયાં,
દુખજ દેહમાં આવિને રહ્યાં. ૫૭૪
અરર જીવવું ધીકતો ગણું;
અરર કાંમને; જોઇને ભણૂં,
ગમત આ સમે, ભાગિ સૌ પડી;
રમત રંગની, નાશિ ગૈ વડી. ૫૭૫
નયન[3]નીરતો પૂર જાગ છે;
જરૂર ખેલતો, ભંગ થાય છે;
અરર આ સમે, ક્યાં ગયો હરી;
અરર મૂંજને, મોટિશે કરી. ૫૭૬
અરર માહરો. જીવ ખેંચિલે;

---

* કુવો, ૧ સ્વયંવર; ૨ રૂપવાન, ૩ પાંણી (આંસુ),

નિકર મૂજને, પ્રીય કીર દે;
અરર એહને; પૂછતો ખરી,
અરર ક્યાં જઈ, મેળવ્યો પઅરી, ૫૭૭

દોહરો

પ્રીય સખી પાસેં હતી, બેલી આપો આપ;
અરે કાંમ બીજો હશે, શીદ કરે સંતાપ; ૫૭૮

ભુજંગી છંદ

અરેરે તમેતો જુવોને જઈને,
વસંતે ખરે આવિયો ત્યાં લ*ઈને
હશે કેટલાં કાંમનાં નાંમ તેવાં;
વસંતે હશે મિત્રનાં નાંમ કેવાં ૫૭૮
અરે ઘેલુ બેલે સખી પ્રીય મારી,
નથી દુઃખતો આખના તુંજ ભારી,
છડીદાર જે બોલ તો બોલતો તો;
અરેરે મુને તો ચિંતે બાગતો ગ્યો; ૫૮૦

શીખરણી છંદ

અરે પેખી એને; વદન વિણ મારૂં તન જશે;
અરે પેખી એને, સરવ દુઃખ મૂને તહિં થશે;

---

પ શત્રુ. * દીર્ઘ

અરે પેખી એને; તરત ચિત મારૂં બળિ જશે;
અરે પેખી એને, ફિકર મહિ અગની બહુ થશે ૫૮૧

**માલીનીછંદ**

ચતુર ચિત હશે તો, [1]ઉદાસ ચિંતાથિ થાયે,
જરૂર સુખજ તેનું, સર્વ ચિંતાથી જાયે;
રતિ અતિ બહુ રૂપે, શોભતું અંગ તેનું;
શુભ પતિ મળવાને, હુલિયું મન જેનું, ૫૮૨
હરખ અતિ પતીનો, હોય [2]સાંખાજ તેને,
જરૂર શશિ મુખ જોવા; મનમાં હોંસ જેને:
*ગ્રહણ કરૂંછુ આજે, કામનો દેહ કેવો;
અતિ સુખ પછિ પામું, લાભ સંસાર(નો) એવો;૫૮૩
સુખ પતિ મળવાનું, જાણિને દેહ [3]વાધ્યો;
અતિશય સુખ લેવા, કલેશ દૂર બાંધ્યો;
ઠગ પતિ થઇ આવ્યો, નામ બોજાય ધારી;
ગુણ રૂપ નહિ જેમાં, કલેશનો છેજ યારી; ૫૮૪
તુરત નિરખિ તેને, દેહમાં બાણ વાગ્યાં;
અતિશય ચિત ચિંતા, અંગમાં હાડ લાગ્યાં;
વદન શશિ સમુ તે; †ગ્લાનિ ચિંતાથિ થાયું;

---

૧ બે ભાન થએલુ(ઉદાશી); ૨ ઝાલવા;
* લેઊછું. ૩ વધ્યો. (પ્રફુલિત થયુ) † કરમાઈ ગયેલુ,

[1]સુર શરીર તણૂંજે, સર્વ અંગેથિ જાયું, ૫૮૫
ગદ ગદ (કંઠે) વળિ બોલે, વાત બીજી ન સુજે;
સરવ શરિર કંપે, હાથને પાય ધ્રુજે;
સરવ સુખજ હોયે, ચીન ચિંતાજ થાયે.
તરત દુર ખશીને, સર્વ નાશીય જાયે; ૫૮૬

## છપય છંદ

ચિંતા સમુ નહિ દુઃખ, સુખ સંપને ટાળે;
ગાળે નિત્યે હાડ, બહુ તે દેહને બાળે,
થાય શરિરે રોગ, ભોગ એકે નવ સુજે,
ઘણાં ઔષધ જો ખાય, તોય ઘા'એ નવ રૂઝે;
ચિતાથી ચતુરાઇ ઘટે, ચિતા સખિ ચિંતા લહો;
ગંગાશંકર કે કોઇ ઘડી, વીતે તે સાચુ કહો; ૫૮૭

## દોહરા

એટલે પોપટ આવિયો, દિઠો રતીએ દ્રષ્ટ;
કાયાથી ઓછું થયું; કાંઇક લગીરેક કષ્ટ; ૫૮૮
વનિતા મુજને વાટમાં, સંકટ પડ્યું શરીર;
માટે વાર મુને થઇ, રાખજે રામા ધીર, ૫૮૯
આવેછે બેજણ હવે, માધવ સહિત મા'રાજ,
આજનો કીધો વાયદો, થાશે કાંમ્યનિ કાજ; ૫૯૦

---
૧ સુરાપણું. (બળબુદ્ધિ)

નારી હળવે શાક વદી, આવ્યા છે મહિં એહ;
જોઇ આવિ મુજને કહો, ભાગે સૌ સંદેહ. ૫૯૧
કીર કહે નથી આવિયા, હજી લગિરેક વાર;
એટલે અબળાને થયો, અંગ થોડો આધાર. ૫૯૨
ભેગા થયા સૌ ભુપતી, રૂપવંતા અતિ રાય;
જુવતિને ઝંખે ઘણું, જોવાને અકળાય. ૫૯૩
કયારે દખિશું કાંમની, બાળા બહુ ગુણ રૂપ.
જન્મ સફળ જો જાંખિયે, અબળા અંગ અનૂપ. ૫૯૪
તુરંગ ઉઠેછે તંનમાં, સૌકોની ગઇ સાંન;
જીવ ગયા જુવતિ વીશો. ધરે નારીનું ધ્યાન. ૫૯૬
એટલે બે જણ આવિયા, કાંમદેવ વસંત;
હરખભેર આનંદમાં, મુખડાં હોત હસંત, ૫૯૭
પોપટ કે'રે પ્રેમદા, જાગિએ રહીને ઝાંખ્ય;
એટલે રતિ ઉઠિ જુવે; મળિ ત્યાં આંખે આંખ્ય ૫૯૮
મોહ પાંમિતે માન્યની, આવી અંગે *અયઃ
જેમ બીજનો ચંદ્રમા, (વળી) પુનમને દિન થાય.૫૯૯
તેજ વધ્યું તરૂણિ તણું. વળતી શો વિચ્યાર;
પરવશ થઇ તે પ્રેમદા, નૈ તમ રૂડી નાર્ય. ૬૦૦
મન વિચ્યારે માન્યની; ક્યારે મળશે કંથ;

---

* જોર, બળ.

ઝટપટ જઈ વરૂ એહને, વળું પતીને પંથ. ૬૦૧
વળી ધીરજ મનમાં ધરે, ઉતાવળ શિ આજ;
જ્યારે ત્યારે માહારૂં, હવે થયું છે કાજ. ૬૦૨
આવ્યા મંડપ (માં)મે જાણું, જેમ સીંહકુમાર;
મંચ ઉપર બેઠા જઈ, લેશ ન લાગિ વાર. ૬૦૩
સહુકો વિસમે પામિયા, આ બે જાણુ તે કોણ;
દ્રષ્ટે કદિ નવ દેખીયા, પ્રગટ થયાછે એણ ૬૦૪
તેજ વંશી માહા માક્રમી, સર્વે ચિન્હ સમસ્ત,.
તારા જેમ રવિ ઉગતાં, એમ થયા સહુ અસ્ત. ૬૦૫
આશા મુકી સરવકો, મુકિયો નિશ્વાસ;
એને તજી બીજો ભજે, એહ ન ધરવી આશ. ૬૦૬
રતી મનમાં રીઝી ઘણું, દેખ્યાં કામ સ્વરૂપ;
દુઃખ ગયાં સૌ દેહનાં, ચિત્તમાં આવ્યિ રૂપ. ૬૦૭
દરપણ લીધું હાથમાં, જ્યાં સખિયો સૌ સાથ;
ફરી આભુશણ ઓપે, પામવા નૈતમ નાથ. ૬૦૮
વીંટીઓ જે*ાડી થઈ, તેને કરમાં લીધ;
પેહેરવા માંડિ પ્રેમદા, કરવા કારજ શીધ. ૬૦૯
હર્ષે અંગ વધી ગયું, વળતિ એમ પે રાય;

*પડી ગઈ

બહુ મેહેનને મુદ્રિકા, જુવતિને *કર જાય, ૬૧૦
સાળુ સુંદિર પેહેરિયા, ઘાણા ઘરેણાં ઘાટ;
રંગી પગની પાંનિયા, પ્રીતમ મળવા માટ. ૬૧૧
ચાલો જઈએ મંડપે, સજિ લો સખિયો સર્વ;
હા બે'ન કહિ તે ઉઠિયો, સર્વ તજીને ગર્વ. ૬૧૨
ઘેરથી સૌકો નિસર્યાં, મંડપ મધ્યે જાય;
થોડું છેટું ત્યાં થકી, પ્રિતે પગ પળાય. ૬૧૩
જાણે ચાલી હસ્તાણી, ચમક ચમક ચાલંત;
ઘમ ઘમ વાગે ઘુઘરા, માન્યની મદ માલંત. ૬૧૪
ચળકે ઓહોડયો ચાંદલો, શોભા નૌતમ હોય;
રસ્તે સહુ ઊભા રહ્યો, જુવંતી સામું જોય. ૬૧૫
ધન ભાયેગ પ્રાણી તણાં, પરણે આ કંન્યાય;
આપણ સરખા (શું) પાંનિએ, કેટલા કેહેતા જાય; ૬૧૬
હોકે' શોજે દેખતાં, આપણને આ થાય;
મંડપમાં જે બેસશે, તેથી કેમ ખમાય. ૬૧૭
રસ્તે રાંભાયો જુવે, તેહ વખાણે રૂપ;
ધિક્કાર આપણના દેહને, પડીએ મો'ટે કુપ. ૬૧૮
ટોળાં જાય ત્રિયા તણાં, તેહ વખાણે વાત;
નાં'ના મોહોટા નર સહુ, ચિતમાં તેને ચા'ત; ૬૧૯

*હાથ (ની આંગળીઓમાં)

## શાર્દુલ વીક્રીડીત છંદ

પોંચી મંડપમાં સ્વયંવર હતો' (તે) ઠામે ગઇ સુંદરી
બેઠા જ્યાં નૃપતી સહુ ચિતધરી, આવી[1] સુ[2] શાળે ધરી
પોતેતો પડદા કરી પરવરી, સર્વે સખી સાથમાં;
ઘડી જ્યાંઘરના હતા[3] વનમાં (જઇ) થાળી લિધીહાથમહ્ણ

## ચોપાઈ

માત પીતા સગાં સૌ હતાં, તે ઠામે થયાં જઈ છતાં;
એહ વાત અહીંયાંથો રહી; વળતી ત્યાં બીજી શિ થઇ. ૬૧૧
જે નરે ન્યાહાળીતી વાટ, અધીક તેને થયો ઉચાટ;
અરે દૈવ ન પોહોચ્યે હાંમ, મળિ હોયતો થાતું કાંમ. ૬૨૨
ઘર વાળી તો છે શંખાણી; એતો માંનયનિ ચોમાં મણી;
એવો લોક પ્રસ્ટાવો કરે; કેટલા તે વાટે વિચરે. ૬૨૩
નારી જોઈ ગઇયો જે ઘેર, કેહે પરણ્યા આગળ સૌ પેર;
જો નાથ એ પાંમો નારય; તો પાયે લાગો અપાર. ૬૨૪
એનું કહ્યું નિત્યે જઇ કરો, ભાંમ્યનિ કહેતો પાણી ભરે
મુજમાં રૂપ મળે નહીં માટ; રાતે અધિક જોરાંવો વાટ. ૬૨૫
જોરાવરીએ પાસે જાવ, ઘરમાં હોયતો વિડ્રાણ થાવ;
એમ કરી હુમે બહુ પેર; શેરો પોતાને ઘેરે ઘેર. ૬૨૬

---

૧ સારા, ૨ શોભ સણુગાર ૩ સ્વયંવરના મડપમાં ઘરના માણુસોને વાતચીત કરવા પડદા નાંખી ઘરજેવું

## દોહરા

શોભે ત્યાં રળિયાંમણું, સવરા મંડપ સાર;
મહી બીરાજ્યા મહિપતી, ત્રોવિધ તેને ઠાર. ૬૨૭
કોઇ મુછે કર ફેરવે, હસતા રાખે હોઠ;
જાણે જો મુજને વરે, (તો) ગમતી થાયે ગોઠ. ૬૨૮

## છપયછંદ

એક એકને કરે વાત, કેટલા કર મુછે ઘાલે;
કેટલા સંભાળે પાઘ; કેટલા નર નિચાં ન્હાલે;
કેટલા વાંચે પત્ર, કેટલા એક વિંટી જોતાં.
રાખે એક એક(ની) સર્ત, મનમાં (ના) સંદેહ ખોતાં;
સહુના જીવ જુવતી વીશે, જાણે જે મુજને જુવે;
અંગડ ધાકુંકો દાખવે; પરશેવો મુખથી લુવે; ૬૨૯

## દોહરા

મેનાં પોપટ પાંજરે, કરે ઘણા પોકાર;
ચકોર ચંચળ બે શોભતા. જે પીંજર તે ઠાર. ૬૩૦
માળાયો મોતી તણી. મણી લિલા બહુ માંય;
કેટલાએક શોભા ધરી, બેઠા ભુપત ત્યાંય. ૬૩૧
કેટલા સમશા માં કહે, *અનશા તે કન શોન,
આજ સુધી દીઠા નથી, પ્રગટ થયા છે.આણ. ૬૩૨

---

* આતે કોણ.

સમજ્યા તે શાણા સહુ, વસંત કાંમ એ મિત્ર
હુંકારો સહુ ઉચરે, વાંણિ ચિત્ર વિચીત્ર ૬૩૩
સુનંદા એક ભાટડી, રતી રામાનિ પાસ;
કુળ સહુ રાજા તણાં, કરવા સર્વ પ્રકાશ. ૬૩૪
તેડાવી તે તારૂણી, છાંનિ શિખામણ દીધ;
ગેતા મ્હારા મન વિશે, કથ કાંમને કીધ. ૬૩૫
સુનંદા (જો) તુજને ગમે, (તો) વખાંણજે કુળ કર્મ;
કાંમ માધવ ગેતા વર્યા શી એ વાતે શર્મ ૬૩૬

## ચોપાઈ

કહે સુનંદા સાંભળ સતી; બાઈ રૂડાં તમે છો રતી;
હું તો ઓળખું નહીં એહને, તમે બતલાવ્યા તેહને. ૬૩૭
માટે નીશાંની મુજને કહો, રૂપકાંમ વસંતનાં લહો;
આપણ અહીં છૈયે એકાંત, ભાગો મ્હારા મનની ભ્રાંત

## દોહરો

જેમ પાંડવ પાંચે વરયા, પંચાળીએ પ્રીત,
તેમ કંથ મુજ કાંમછે, માધવ બીજાઈ રીત; ૬૩૮

## છપય છંદ

સૌથી રૂડો (છે) દેહ, ઉજવળ તેજસ્વી આપે;
જોતાં ઉપને સ્નેહ; કષ્ટ કાંમ્યનીનાં કાપે;
પુષ્પ ગ્રહ્યું છે હાથ, વદન હસ્તુછે જોતું;

બેઠા માધવની સાથ, કાજ મ્હારેછે તેનુઃ
વખાંણ જે જાતિ વિપ્રછે, ગ્રહસ્થ સુખિ ઘરના ઘણા
જેમ તેમ જુવતી જાંણજે, સ્વામી એછે અમ તણા ૬૪૦

દોહરા

જાણ્યુ કહી જુવતિ ગઈ, રાજા કેરી પાસ,
તૈયારી કરીએ હવે; એમ કહ્યુ તે દાસ; ૬૪૧
રાજા કે, રંભા સુણો, સમય સાંધ્યા સત્ય;
મહુરત ટકે વનીતા હવે, ક્યાં ગઈ તા'રિ મત્ય; ૬૪૨
કરો ઉતાવળ કોટિધા; સાજન ત્યાં અકળાય;
પરણારો એક પલકમાં, તોતો રૂડુ થાય, ૬૪૩

શાખી

સુનંદા કહેછે સુંદરી; વહેલાશર પરણાર;
લક્ષ ગુવંતો મનમાં લહી. કંઠ સમર્પીને હાર, ૬૪૪

દોહરા

રતી ઉઠી એવુ' સુણી, એ વાતે શી ઢીલ;
આજ્ઞા લિધી મ્રહની, કાઢી વીચારી ઢીલ. ૬૪૫
ભર્યો થાળ જે કનકનો, માંહય કમળનો હાર;
મુકિ કુંમકુમનિ વાટકી, શોભા રૂડી સાર. ૬૪૬
ગંગાજળ ઝારી ભરી, મુક્યાં બીડાં તણિ;
સાથે પ્રિય લીધી સખી, ચતુરા ચાલી સર્ણ ૬૪૭

## તોટકછંદ

બહુ મોતિ થકી શુભ થાળ દિસે, વરમાળધરી નિજ હાથ વિશે;
સખિયો સઘળી નિજસાથ લિધી, પછિંયાળ સખી પ્રિય હાથ દિધી
ચપળા ચપળાવત ચાલ ધરી, શુભ મંડપમાં ઝટ આવિ ફરીં
સઘળા સઘળા નિરખે નરજે, સ્તુતિ ઇશ્વરની કરિકે'(મુને)મગજે

## દોહરા

રાજાઓ સહુ રીઝિયા, મુકયો સોર બકોર;
એક દ્રષ્ટ જુવે સહી, જેમ ચંદ્ર ચકોર. ૬૫૦
અયોદ્ધાનો અધિપતી, તેનો કુળ કુમાર;
પરથમ (તે) ઠાંમે આવિયાં, શોભા જોતાં સાર,૬૫૧
આગળ સુનંદા ભાટડી, પાછળ કુંવરી હોય;
ભાવે બોલી ભાટડી, ચે'ન ચિકીછા જોય; ૬૫૨

## છપય છંદ

આ અયોદ્ધાનો રાય, લક્ષ્મી વે'વારે પુરો;
શરિર લગારેક શાંમ, પણ છે સુરામાં સુરો;
કુળ એનામાં ચાલ; અસ્ત્રીયોને વશ (ઘણું) રાખે;
માસ એકે એકવાર, મુખ માન્યનિનું દાખે;
શીળવંતો એ છે સુખી, દુઃખી નહીકો દેશમાં;
ઇચ્છો તો એને વરો, છે તો યૌવન વેશમાં, ૬૫૩

## દોહરો

શાંમા કે' સાચુ કહ્યું, ભલે એ મો'ટા ભુપ;
ઘણું જીવો જસ ભોગવો, શોભિત શુભ સ્વરૂપ; ૬૫૪

## માલિની છંદ

સરરરરર ચાલી, વીજળી પેર આપે;
ચરરર પડયો તે; ચાટકો *દેહ માપે;
[વળી] ઠમક ઠમક ચાલે, આપથી લેશ ઝાંખી;
ચપળ ચપળ જોતી; નેત્રને સ્થીર રાખી; ૬૫૫
[1]મુહિત [2]મંદ હસીને, કાંમને તે સતાવે;
મધુર વચન તેના, જોગને તો ભગાવે;
નરમ પુરૂશ થાયે, કેશને લંબ ભાળી;
ભમર પંખ દિસે છે, નાગણી જેમ કાળી; ૬૫૬
સકળ અધિપતીનું, જ્ઞાંન ને ભાંન જેછે;
જરૂર જુવતિમાં જે, ચોટિયું (જાંણે) પ્રાણ એછે;
કરમપર ચિઠી છે, કેટલા એમ ભાખે; (પણ)
મનન કવિ કરે છે, રૂપને (ગુણને) જોઇ દાખે; ૬૬૭

---

* એ અયોદ્ધાના કુંવર પાસે થઇ આગળ ચાલી તેથી તેના અંગમાં તો ચરરર ચરેરો પડયો (કંપવા લાગ્યો.)

1 સારૂ ધારીને, 2 થોડું.

## દોહરો

આગળી આવ્યાં તાંથકી, જ્યાં મથુરાંનો રાય;
વર્ણન તે વનિતા કરે; ત્યાં શી શોભા થાય; ૬૬૮

## કુંડળીઆ છંદ

જુમનાં ત્રડ સોહાંમણું, ગરવું મથુરાં ગાંમ,
રાજ્ય કરે આ રાયજી, બહુ સુખ તેને ઠાંમ;
બહુ સુખ તેને ઠાંમ, બળવંતો બહુ બુધ નિધી;
નથી માંથે કે' નાર, પરણિ પાંચ કંન્યા લિધી,
[વળી] કુળવંતો છે રાય, પગલાં થાય કુમકુમનાં;
સુંદિર શોભા છેક' જ્યાં જળવે'છે જુમનાં. ૬૬૯

## દોહરો.

(હાલ) સારિ પરણ્યો છે પ્રેમદા, કુળવંતી કંન્યાય;
બહેનિ તેને પાંમતાં, ન કહે કો અંન્યાય; ૬૭૦
ડોક હલાવી દીકરી આગળ ચાલિ જેમ;
હસ્તીના પુરનો અધિપતી, ગઇ બેઠો નો તેમ; ૬૭૧
ભાવે બોલી ભાટડી, સાંભળ કહું તે વાત;
આ રાજા તો અવનવો, અવનીમાં વિખ્યાત, ૬૭૨
દાંન પુન્ય નિત્યે કરે; ક્ષત્રીમાં એ સુર;
આજ્ઞા કો લોપે નહી, લક્ષ્મી છે ભરપુર; ૬[illegible]
એ રાજાના રાજ્યમાં, સુખિઆ સર્વે લોક;

રાજ નિતી રાજા તણી, સ્વપ્ને નાવે શોક; ૬૭૪
તેહ ગમ્યુ નહી તારૂણી, આગળ ચાલી જાય,
જેની પાસેં થઇ [1]વિચરે, તેને પ્રસ્ટાવો થાય, ૬૭૫
કોઇ કહે એ સુંદરી, હંસગતી વત ચાલ;
નિશ્ચે એ મુજને વરે, એમ થતુતું કાલઃ ૬૭૬
પણ ગઇ તેતો હાથથી, હવે આશા શી હોય;
એમ વિચારે સર્વ જંન, કોશે ન રહે કોય ૬૭૭
વખાણ કરે જે ભાટડી, તે સૌ જાયે વ્યર્થ;
પંચાવન એમ પરખિયા, તોય સર્યો નહી અર્થ; ૬૭૮
કોંકણધીશ આશા તજી; મગવે મુક્યું માંન;
નીરાશ થયા સૌ નરપતી, રાજાના સંતાંન; ૬૭૯
કળહીંગો બેઠો જહાં; નાંમનો ફેરવનાર;
ત્યાં આવિ તે તારૂણિ, બોળવા ભવ ભરથાર; ૬૮૦

## ચોપાઈ

રીઝે બહુ સુનંદા રૂદે; મધુરી મધુરિ વાંણિ વદે;
પેલા ભાઇ તો ખુશી થાય, હવે ગુણ એ મ્હારા ગાય;૬૮૧
નિશ્ચે પરણું નહી સંદેહ; એવું મન વિચયારે તેહ;
પેલા બેતો કંઇએ હશે, આવ્યો પત્ર તો કારજ થશે;૬૮૨
એવી મન વિચ્યારે પેર, કાહાડયો કાગળ ઊલટ ભેર;

---

[1] જાય.

ઝડપ લઇને આપ્યો હાથ, ભાટડી જે કંન્યાનીસાથ; ૬૮૩

## દોહરા.

કાગળ આપ્યો નારિને, સુનંદાને હાથ;
પાસે રતી ઊભી હતી, સુનંદાની સાથ. ૬૮૪
આતો અક્ષર માહરા, એમ વિચ્યારૂં મંન:
કપટે કાગળ લાવિયો, તરૂણી સમજી તન. ૬૮૫
કાગળ ઘાલ્યો [1]કંચુકી, તરૂણીએ ત્યાં તર્ત;
બીજાને એ વાતની, સાચે રહી નહિ સર્ત ૬૮૬
વસંત તણિ સર્તે પડયો, આંખ્ય કરી તે તેણ;
કાંમદેવ સહુ સમજીયા કહ્યું સાંનમાં કેણ ૬૮૭
રતિરામા ત્યાં ઊચ્ચરી, રૂદે કરી બહુ રીસ;
શાંને મારે સતપતાં, પથ્થર ફુટે શીશ; ૬૮૮
ધુતારાયે ધારિયું, કહ્યું આપણને એહ;
નીરમાલ્ય થઇ ન બોલિયો, રહયો મન સમજી તેહ
વળતી સુનંદા ઉચરી, તરૂણી તેને ઠાર,
એ રાજાપર મુકીયાં, લાંછન અપરંપાર, ૬૯૨

## છપય છંદ

જાર તણી જે જાત, શીંઘડું નહીં કપાળે,
ફુળવંતાને દેહ, પદમ નહોયે ગાલે

1 કાચળી.

જેમ જેમ બોલે વાણુ, તેમ તેમ જાત જણાયે;
જેવી રીતે ઝાડ, પત્રથી ગુણ ગણાયે,
તેમ આ રાજા તારૂણી, કાગળ મુજ કર આપિયો,
મેંતો મારા મન વીશે, સ્થીર કરીને થાપિઓ. ૬૯૧

## દુહા

ધુતારો ધીરજ ધરી, બોલ્યો જુગને બોલ;
ચાતુરી ઘણી ચાળવી, નાય જણાયુ તોલ. ૬૯૨
સમજી તનમાં તારૂણી; ફંદ રચ્યો આ રાય;
નારી દ્રષ્ટી ફરવી, ત્યાંથી આગળ જાય. ૬૯૩
માળવ દેશનો મહિપતી, સુંદિર શોભેદેહ;
રતિ સુનદા બે જણાં, આવિ નીર્ખ્યા તેહ. ૬૯૪
સાથે બીજી સાહેલિયો, તે પણ રૂપ વિશાળ,
નજરો ફાટે નિરખતાં, ભુંડા થયા હવાલ; ૬૯૫
સુનંદા કહે સુંદરી, આઉજેણી ધીશ;
ભુપત સૌ એને મળે, પ્રસન ઉમયા પત ઇશ. ૬૯૬
વિદ્યાવાંન ડાહયો ઘણો, લક્ષમીનો નહીપાર;
ક્ષીપ્રાત્રઠ સોહામણું, સકળ તિરથમાં સાર ૬૯૭
જો ઇચ્છો એ રાયને, તો બહુ પામો સૂખ;
એ પણ કાંઇ ગમ્યું નહી, માન્યનિ મચકોડયું મુખ.
આગળ ચાલ્યાં એ થકી, જયાં છે કામ વસંત;

દ્રષ્ટે દ્રષ્ટ બેની મળી, હેતે મુખ હસંત. ૬૯૯
મોહ પામિ તે માન્યની, દેખંતાં દેદાર;
જાત્રાઓ પુરાણ થઇ, કાશીને કેદાર. ૭૦૦
રતિ કહે સુનંદા સુણો, ગુણ આ બેના ગાવ;
પરણ્યું હું મિતે થકી, દૈવે આપ્યો દાવ. ૭૦૧
એવું હળવે રહિ કહ્યું, તે નવ જાણે કોય;
મધ્યે સહુ ઉભાં રહી, ત્યારે તરફાં જોય. ૭૦૨
સુનંદા કહે સુંદરી, સફળ મનોરથ થાય;
કાંમ દેવ વસંત આ, મો'ટો છે મહિમાય. ૭૦૩
મિત્રાઇછે બેને અતિ, જેમ સહોદર ભ્રાત;
તેને પણ તે નવ બને, આતો અવનવિ વાત. ૭૦૪
સુખ માંણે સંસારમાં, લાભ જીવ્યાનો એહ;
ઉત્તમ જાતિ વિપ્રછે, ભાવે ભજ તું તેહ. ૭૦૫
રાજ્ય કરે આ રાય સો, તે તેહેના પરતાપ;
કુશળ સંધ્યા સ્નાંનમાં, મ્હો'ટું બેનું માપ. ૭૦૬
લિધાએ બેને વરી, સમરથ ઝાઝા ઘેર;
ત્રીજી તેમ તું તારૂણી, થાશે લીલા લે'ર. ૭૦૭
રૂપે રંગે ડા'પણે, કામ સમો નહિ કોય;
ખળ સાથે ખળતાઇ કરે, હેત રૂડાથી હોય. ૭૦૮
આ સહુ બેઠા અધિપતી, તારા સરખાં તેજ;

મધ્યે કામ શશિ સમા, અધીક પ્રકારે એજ.
મેહેણું મુજ માથે નહીં, જો બીજો ચિત ચા'ય.
હાવો તુજનેનહી મળે, પાછળથી પસ્તાય. ૭૧૦
ચડપ ચેતી તે ચંચળા, કંઠ સમર્પ્યો હાર;
પગ પખાળ્યા પ્રેમદા, લેશ ન લાગી વાર. ૭૧૧
ગુંઘટ તાણ્યો ગોરડી, ગાણી લક્ષધા લાજ;
માળ આરોપિ કંઠમાં, કીધું પુરણ કાજ. ૭૧૨
તીલક કર્યું કુમ કુંમનું, કાંમ તણે કપાળ,
નારી નમી વસંતને, જેવો કુળનો ચાલ. ૭૧૩
કરજોડી તે કાંમ્યની, બોલી મધુરી વાંણ;
જુવંતિએ સહુ જનને, જુગતે કીધું જાંણ. ૭૧૪
ભવો ભવ તમને વરી, કાંમ દેવ પ્રભુ કંથ,
આવું તમ સંગે અમો, પ્રિત્યે પો'ડે પંથ. ૭૧૫
કાચા સુત્રને તાંતણે, બંધાંણી હું આપ;
આજ્ઞા લોપું તમ તણી, (તો)મલય કાળનું પાપ.૭૧૬
નિત્ય તમે કો' તે કરૂં, મ્હારા પ્રાંણ આધાર,
સતીપણું જે માહરૂં, વર્તે સહુ સંસાર. ૭૧૭
અધિપતીનો ૧અર્ણવ ભરયો; શોધ્યું મેં તો રત્ન,
ઈશ્વર આશા પુરજો, કરીએ ઝાઝું જત્ન. ૭૧૮

1 સમુદ્ર.

એમ કહી અબળા વળી, સખિયો સાથે ઘે'ર;
પછી તાતજી તેહનો; આવિ પુછે પેર. ૭૧૯
કયા દેશના રાયછો; તાત તણું શું નાંમ;
વિના નો'તરે આવિયા, કયાંથી આંણે ઠાંમ. ૭૨૦
પાંણિ પડયું જે કાગુકમાં, તે મિથ્યા નહિ થાય:
ઊત્તર આપો અધિપતિ સંદેહ મા'રો જાય. ૭૨૧
અમોતો ઓળખતા નથી, લેખત નહિંતો પત્ર;
મળી ભલેરિ માંન્યની, જો આવ્યાજી અત્ર. ૭૨૨
કાંમ દેવ કે'છે મિત્રને, કો' ભાઇ આપણિ પેર;
સંદેહ ભાગો સુખથી, વળતા જૈએ ઘેર. ૭૨૩

## ચોપાઈ

વસંત કહે સાંભળજો સહુ, વાત અમો આવ્યાનિ કહુ;
નંદઘડ અમારૂં ગામ, આવ્યો શંદેશો તેણે ઠામ. ૭૨૪
વાહ્લો પોપટ કંન્યા તણો, તેણે શ્રમ કિધોછે ઘણો;
આવ્યો જોતો જોતો ત્યાંય, અમો વાસ વશીએ છે જયાંય
જોયું ચિન્હ ચિકિછા રૂપ; દીઠું કામ તણું સ્વરૂપ;
કરિ વિહિવા પાછો આવિયો, વળતિ સંદેસો કા'વિયો,૭૨૬
પુછો જઇ પટંતરે પેર; ઘણા હેતથી જૈને ઘે'ર
વણુ તેડે નથી આવ્યા આજ: પુછોછો તો સુણોરાજ;૭૨૭

## દોહરો

વારૂં કહી વસુધાપતી, લાગ્યો પોતે પાય;
કબુલ કર્યું સૌ આગળે; લગનની વેળા થાય. ૭૨૮
આશા ભંગ સૌકો થયા, બિજા રાજ કુમાર;
પોતાને મન પાંશરા,, નારી (ને) મન ગુમાર. ૭૨૯
ગુણ વિખાણે ઘર ધણી, કાંમ દેવ શુભ રૂપ;
તુછ બીજા તે આગળે, આ સઘળા છે ભુપ. ૭૩૦
માંહિલા ગુણ માહાદેવજી, જાંણે સઘળી વાત;
એમ વિચ્યારે અધીપતી, તે તનયાનો તાત. ૭૩૧
અરૂણતો અસ્તાંગત થયો, ચંદ્ર હવા પ્રકાશ;
શીતળ સર્વેને કરચા, થયું અંધારૂ નાશ;
રાજકુંવર સૌ શોકમાં, વળી ચૈંતરનો તાપ;
તેનું દુઃખ તનમાં લઈ, હવા ઉદય શશિ આપ.૭૩૩
પવન વા'ય છે પાંશરા, શોભે રમણીક રાત;
વાજાં વાજે ત્રાવિધે, ભલાં ભલેરી ભાત. ૭૩૪
પરણાવી તે પ્રેમદા, કોડે કુળની રીત;
બીજાં દાંન દિધાં ઘણાં, ભુપતી આંણિ પ્રીત. ૭૩૫
સુર્યોદય સેહેજે થયો: માંન્યનિ(યો)મંગળ ગાય;
પ્રીત્યે કરી પે'રામણી, મો'ટાનો મહિમાય. ૭૩૬
ગાંમ ઘણાં લખી આપિયાં, ત્રાંબા પત્રે લેખ;

ઘર જમાઈ કરી થાપિયો, ન્યુન રહિ નહીં એક ૭૩૭
સહુકોને વળાવિયા, આવ્યાતા તે વાટ;
કાંમ માધવ બે રાખિયા, પારણું જોવા માટ. ૭૩૮
બનશે બેન કે નહીં, પ્રેમે જોવા પ્રીત;
માસ બે ચારેક રાખિયે, એ રાજાની રીત. ૭૩૯
પછી ગમેતો અહીં રહો, વળતી જાજો ઘે'ર
તે વાતે ચિંતા નહીં, એવી ધારી પેર; ૭૪૦
તનયા નમી જે તાતને, પાંમી આશિર્વાદ;
અખંડ શોભાગ માતા કહે, અધીક થયો ઉલ્લાદ. ૭૪૧
મે'લ હતો એક વેગળો, (ત્યાં) રાખ્યા કાંમવસંત;
ચાકર ઘણા ત્યાં સોંપિયા, અધીક મન હસંત.૭૪૨

## ચોપાઈ

એમ કરતાં વિત્યા દિન સાત, વિચ્યાર કરે માતાને તાત;
મહુરત આજાનુ છે શીકાર, મોકલીએ તનયા તે ઠાર;૭૪૩
કોડયેથી કા'વી ત્યાં પેર, મોકલજો તેડુ અમ ઘેર,
રતીનેતો હર્ખ ન માય, જુગતે સખીનિ પાસેં જાય. ૭૪૪

## દોહરા

તેડું ત્યાંથી મોકલ્યું, રામા કેરે ઘે'ર;
પછી રચે પોતા તણું, એકાંત સ્થળ શુભ પેર,૭૪૫
પોહોળો સુંદિર ઓરડો, ઘાલ્યો ઝાક ઝમાળ;

ચંદરવા માદ્રપાટના, જડ્યા ખરા ચોફાળ. ૭૪૬
ઘડીયાલ રથંભમાં ઘાલિયું, કલાક સાંભળવા કોડ;
સુવર્ણ જડીત્ર બે પેટિયો, મુકી જોડા જોડ. ૭૪૭
એતો વાત અહીંયાં રહી, થઇ પેર શી ત્યાંય;
કન્યાને માતા કહે, હોજળ પડદા માંય. ૭૪૮
જાવ સાસરે દીકરી, કરજો જાતનાં જત્નઃ
મન ગમતાં સુખ માગજો, સ્વામીછે શુભ રત્ન. ૭૪૯
હળવે હળવે બોલિયે, તોળિયે તોળી બોલ;
નહિતો આપણું ઝટ કરે, તનમાં તેતો તોલ. ૭૫૦
રૂડું કામ કરિયે સદા, કે'વું ન પડે લેશ,
શામા સઘળુ સાંભળી, બાળા કે મા બેશ, ૭૫૧
સાથે સખીઓ પરવરી, સજી શુભ શણગાર;
જાણે ચાલી હાથણી, પતી મળવાનો પ્યાર. ૭૫૨
ઘમઘમ વાગે ઘુઘરા, શબ્દ અલોકીક થાય;
રસ્તે જે૰રામા મળે, ગુણ તે બાઇના ગાય. ૭૫૩
હરખે અંગ વાધ્યું ઘણું, સુંદીર શોભા હોય:
પ્રસન દેખિ સઉ થાય છે, નિંદા ન કરે કોય, ૭૫૪

## ચોપાઈ

બાળા રૂપ બાળાનું ગયું, જોબનવંતુ જુગતે થયું;
છબીલાના છાતી જાંણ, સુવાપણાનું દ એંધાંણ. ૭૫૫

કમળ પત્રના સરખી કાય, જોતાં નર તો રાજી થાય;
એવું તે રંભાનું રૂપ, કાંમ વસંત હરખ્યા અનુપ. ૭૫૬

## દોહરો

આવી ઘેર પોતા તણે, ગોત્રજ પુજા કીધ;
સખિયો પાછી મોકલી, મારગ પમાડયો સીધ. ૭૫૭
વસંત માધવ (બે) ઘર વિશે, બીજી બે પ્રૌઢ નાર;
પાડોશણ પર પ્રિતછે, રે'વું એકજ ઠાર. ૭૫૮
તે ભેગી ત્રીજી મળી; રતિ સતી મહારૂપ;
જેથી જસ અતિ પામિયો, કાંમ ભડ બાહદર ભૂપ. ૭૫૯

## ચોપઈ

એકાંતે બેઠા જાણ્યા જ્યાં, વસંત કાંમને વાણિ કૈય:
ભાઇ હુશિયાર હવે તો થજો, જુવતીથી જોરાવર હજો.
જેમ પ્રિતી કરશો તેમસાર, પુરી વાતને લેજો પાર;
જો પ્રિતી તેથી નવ કરો, તો દુઃખ પાછળથી ધરો, ૭૬૧

## છપય છંદ

નરનારીને પ્રીત, ન હોય તો બિજો બદલે;
નઠોનો રચે કુરીત, અતીશે આડી અદલે;
લડાઇ કરે તે સાથ, (જો) સ્નેહ તેથી નવ સાંધે;
મારયે ન બને મેળ, બુદ્ધિ બળ શાણે બાંધે;
એક આંખે હસાવવુ દેશતથી ડરશે ઘણું;

ગંગાશંકર કે ઘણી વરાં, તોલ તેવું તરૂણી તણું.૭૬૨

## દોહરો

રાત પડી રવિ આથમ્યો, જંપ્યા સર્વે જંન;
પલંગ પાથર્યો પ્રેમદા, મળવા સ્વામી મંન, ૭૬૩
દીપક મુકયો દીવિયે. કર્યું ઝાક ઝમાળ;
લવિંગ સોપારી એલચી, શોભાવ્યો શુભ થાળ.૭૬૪
પંખો આણ્યો પ્રેમદા, શીતળ મુકયું નીર;
વળતી એડલ ઊતરી, પે'રયાં નૌતમ ચીર. ૭૬૫
અંધારી રાતનો ચંદ્રમા, ઊદય થયો આકાશ;
અધીક જે અંધા તણો, થયો નીમેશમાં નશ. ૭૬૬
માધવ કે'છે મિત્રને. જાવ ઠેકાંણે ભ્રાત;
પરભાતે વે'લા ઉઠજો, ગઇછે ઝાઝી રાત. ૭૬૭

## ચોપાઈ

ઉઠ રામ ગઇ બહુ રાત, વે'લા ઉઠજયો સર્વ પ્રભાત;
એમ કહીને ઠેકાણે થયાં, પેલાં-એ પણ મેડે ગયાં;
પે'લ વહેલી આવે બહુ શર્મ, મનુશ-જાત સઘળાનો ધર્મ
બોલવું'ચાલવું જયારે થાય, લજ્જા તનથી ત્યારે જાય;૭૬૮
પરથ ભાર એક એકનો પડે બોલે પાર હૈયાનો જડે
વિત્યું હોય તે જાંણે સર્વ, એ વાતે ન કરવો ગર્વ.૭૭૦
જુગત કરીને જોડા પ્રીત, જબરીછે માયાની રીત;

જઈ બેઠા પલંગે ચડી, ત્યાં' નારી આવી તે ઘડી;
દિપક જોત ત્યાં ઝઘઝઘાટ, દીસે ઠઉકો સઘળો ઠાઠ;
કરજોડી ઊભી કંમ્યની, નહી ભુતળ એવી ભાંમ્યની૭૭૨

## દોહરા

શામા કહે સ્વામિ શુણો, આજ્ઞા આપો ઈશ,
પલંગ ઉપર બેસુ અમો, જીભ્યે કો જુગદીશ. ૭૭૩
આવ્ય બેશ અબળા અહીં, વામ અંગે કરય વાસ;
એમ કહી સુખ માંણતાં, કરતાં વિધ્યાવિલાસ.
પાન સોપારી કર ગ્રહી, અબળા આપો આપ;
આપી કરમાં કંથને, મોટું જેનું માપ, ૭૭૫

## છપયછંદ

અગની તાતો જયાંય, ત્યાં ધ્રત.ઊકળે આવ્યું;
એમાં નહી સંદેહ, કાવ્ય શાસ્ત્રમાં કા'વ્યું;
સ્ત્રી પુરૂષ એકાંત, થાતાં મનરે' નહી કોનું;
નર ઇચ્છે તેમ નાર, સોની ઇચ્છે જેમ સોનું;
વાત ચીત સહુ વિસરી, સંસાર ક્રીયા સુખે કરે;
પ્રેમદા જયાં પોતાતણી, તે દિલમાં શાંણે દરે.

## દોહરા

રતી પતી જોડે રમે, કરે સુખ સંજોગ;
મોજ માંણે બે જણ મળી, જુગદીશે આંણ્યો જોગ.

વાયુ શીતળ વાયછે, સુંદીર શોભે રાત;
પ્રેમદા લક્ષણ પદમની, જુવંતી કેરી જાત. ૭૭૮
પરશેવો પુરણ થયો, ભીંજયાં નીચે રૂસ;
સ્વાસ સર્વે ડાંમે ગયો, વસંત કરે વસૂસ ૭૭૯
પુષ્પ સૌ કરમાઇ ગયાં નરમ થયાં નરનાર;
સ્વાસ ભર્યોછે મુખમાં, પછી તે પામ્યાં પાર. ૭૮૦
શીથીલ થઇ જુદાં થયાં, જેમ નવ અટકે અંગ;
રામા સંતોષ પામી રતી, અનંગ સંગથી રંગ. ૭૮૧
શ્રમ ઝાઝે થાકી ગયાં, નીદ્રા આવી તર્ત;
ઘટી બે ચ્યારેક જયાં વટી, એટલે થઇ તે સર્ત. ૮૨૭
સજગ થયાં તે સેમમાં, હેતે નરને નાર;
એટલે વાર્તા વિચરી, એકાંતે તે ઠાર. ૭૮૩
નારી કહે ઓ નાથજી, સુણો કહુ તે કણ.
રીસ ન કરશો પુછતાં, હું તો છું તમ શ્રણ ૭૮૪
તમ વિના વા'લું નથી, બીજું મુજને કોય;
ઇશ્વર આંણ સાચું કહું, હેત ઘણેરૂ હોય. ૭૮૫
સઘળો આ સંસારમાં, તમ વિણ માનવ જંન;
તેહ સહોદર મા જણ્યા, આ દેહે મુજ મંન;
પાલણ કરતા છો તમો, હેતે ઝાલ્યો હાથ.
લઇ જાઓ વસે જયાં, સાસરીઆંનો સાથ; ૭૮૭

અર્થ નથી કાંઇ ગર્થનો, નથી ભોગવવું રાજ;
મા'રે તો એક તમ તણું, કરોડ વરાંછે કાજ. ૭૮૮
જે આજ્ઞા દ્યો તે કરૂં, તમશું સાચો સ્નેહ;
પતી પરતીજ એ રાખજો, તમ અર્થે આ દેહ. ૭૮૯
એક મૂજને પીછવો, અજાણીછું આજ;
માધવ મોંટા તમ થકી, કે નવ કાઢુ લાજ. ૭૯૦
સગા સહોદર છો તમો, કે પરમાણી પ્રીત;
લોક વીરૂધ થાયે નહીં, માટે પુછું રીત. ૭૯૧
કામ કહે શુણ કામ્યની, સમજાવું સહુ વાત,
કાં'ન ધરી પુછે ફરી, તો થાયે ઉત્પાત. ૭૯૨

## છપય છંદ

માધવ મારો મીત્ર, પવીત્ર જ્ઞાતીમાં પોતે;
ચોપાસ જેનાં ચરિત્ર, જોજે દીપકની જોતે;
સગાં સહોદર ભ્રાત, તેમાં પણ અંટસ હોયે.
અમ સરખું તો હેત, રાખે નહી માનવ કોયે;
જીવ એક છે દેહ જુજવા, વનીતા વશ હું એહને;
તાજ્ય કરૂં તુજને કદી, જો તું દુભે તેહને. ૭૯૩

## દોહરા

લજ્યા કાઢવી નવ ઘટે. તુલ્ય અવસ્થા તેહ;
દેહ ધારીએ માહારો; કરવો એથી સ્નેહ.૭૯૪

જીવ ગએ જુદા જશું, તેવું નવ્ય ધારીશ;
પુણ્ય કરીને માગશું એકઠા કરશે ઇશ. ૭૯૫
વીસામો છે વાતનો, સુખ દુઃખનો લેનાર;
એ વીણ બીજો કો નથી, કારણસહુ કેનાર. ૭૯૬
એને નીત્યે દખુંતો, હોંશ ઘણી હમેશ;
બે જણ જોડે પરવરૂ, દેશ અને પરદેશ. ૭૯૭
સુખ એથી સંસારમાં, બીજું ન મળે કાંય;
સાચુ સગપણ મિત્રનું, પુરૂષ માત્રને ત્યાંય,૭૯૮
એવું સુણી હસી પડી, કરજોડીને કામ્ય;
તમો કહ્યું તે સત્યછે, હું પણ તેને નામ. ૭૯૯
મિત્ર સ્વામી જે તમ તણા; તે મા'રા દશવાર;
જાણીશ હવે એ આજથી, સંસાર માંહે સાર..૮૦૦

## ચોપાઈ.

વાતો કરતાં વિતી રાત, સુર્ય ઉદય થયો પ્રભાત;
દાતણ પાણી કોડે કીધ, જેહ થકી પામે નવ નીધ. ૧
સુગંધ તેલ મર્દ્યું શુભ કાય, ઉષ્ણોદકે તે વળતી ન્હાય;
શરીર સુધારી સમરયા શાંમ, રઘુપતી રાઘવ રાજા રાંમ. ૨
કામ વસંતને પરણમી પાય, જેથી સુખ શરીરે થાય;
ઝાઝી ધીરજ મનમાં ધરી, રસોઇ રામાએ રૂઠી કરી. ૩
પતી મિત્ર બે બેઠા જોડય, પીરસે પ્રેમદા ત્યાં શી ખોડ

મન ગમતી મશકરીયો કરે, પતી જોડે લજ્જા શી ધરે. ૪

**દોહરા**

કાંમ કહે સુણ કામ્યની, અંતર નવ રાખીશ;
જીવ એક દેહ જુજવા, સંદેહ નવ રાખીશ. ૫
અબળા (કહે) આંખ્યો માહરી, સમ તુલ્ય ગણુ સદાય
એ વાતે સંદેહ કશો, કરશો; નહી કદાય. ૬
માધવ કહે સુણ માન્યની, ડાબા જમણી હોય;
એ વાતે શો ઓરતો. કહે કામ્યની કોય. ૭
કહે પ્રેમદા પ્રીતથી, લોકે પાડયાં નામ;
સરખી વાહાલી સરવને, જો જો ઠામો ઠામ. ૮

**છપય છંદ**

જમી ઉઠયા બે મિત્ર, એકાંતે વળતા આવ્યા;
પુરણ પ્રેમ પવિત્ર, કોડ બુદ્ધી પતી કાવ્યા;
કાંમ કહે વસંત. સુણો કહૂ તે સાચું;
સુધરી શામા તર્ત, કે કામ્યની મન કાચુ;
પ્રીતી આપણ બેઉ પરે, પુરણ પ્રાણ બાંધ્યો હવે;
તમને ભાસે તેતો કહો, વાર શીજ માયા થવે. ૯
માધવ કહે આ રીત, ઉપદેશ નીત્યે કરજો;
તેથી સરશે અર્થ, વાતો કોટી ધરજો;
જેમ સુધરે એ નાર, તેમ સુખ ઝાઝુ હોયે;

જુવો સૌ સંસાર, બુદ્ધી બળ આંણી જોયે;
બુધ્યે ગામ હાકે ઘણા, બુધ્યે જારને બાજરી;
છાનું છિયું તે બુધ્યે રહે, બુધ્યે પ્રેમદા પાંશરી. ૧૦

## દોહરા

એ વાત અહીઆં રહી, વળતી શો થઇ પેર;
તેડુ આવ્યું ત્યાં થકી, ગઇ પીતાને ઘે'ર, ૧૧
માયે તેડી દીકરી, એકાંતે એક ઠાર;
વાત કરે સુખ દુઃખની, સંક્ષેપે સૌ સાર. ૨
માતા કહે સુણ માન્યની, સુખ દુખ (તુજ)સંભળાવ;
ચાલ એકાંતેચંતની, ઓરડે મ્હારે આવ. ૧૩

## ચોપાઇ

ગયાં બેઊ કરવાને ગુઝ્ય, રંગ મે'લમાં અતી રમુઝ;
માતાને તનયા તે કહે, લક્ષણવંતી સરવે લહે. ૧૪
મા'રે ઘેરછે બાધુ સૂખ, નથી એકે મ્હારે કાંઈ દુઃખ;
થોડામાં ઝાઝુ કહું અમો, મારી ચીંતા નવ કરશો તમો
જો સદગુણ આપણામાં હશે, તો કારજ સૌ રૂડાં થશે;
પણ માતા માગુછું એક, શુણો વાંણો કહુછું વીવેક; ૧૬
સાસરે જાવા મરજી મુને, શરમે ઝાઝુ શું કહું તુને;
સાસુ સસરાનાં દર્શન કરૂ; રજા આપો ત્યારે પરવરૂ.
નંદઘડ નીરખવા કોડ, જાવુ મુજ પતીની જોડ;

મ્હારા તાનને કે'તું વાત, મુહુર્ત નીકળવાનુ પ્રભાતે. ૧૮

**દોહરા**

કહે માતા ઉતાવળાં, થયે સરે નહી અર્થ;
ગર્થ ઘણેરો આપશે, પીતા તુજ સમર્થ. ૧૯
ઘડીએ મુને ગમે નહીં, તુજ વીના પળ એક;
ઉછેરી મેં અર્ભકી, વધ્યો કરી વીવેક. ૨૦
જુવતી કે' જનુની સુણો, મુજને સુખ જો ચા'વ;
દ્યો આજ્ઞા ઉલટથી, લેઉ લાખેણો લાવ. ૨૧
પરણ્યા પછી પીયરમાં રજસ્વળા જે થાય;
મુખ દેખાડે તાતને, એતો નરકે જાય. ૨૨
ગરથ મુને ગમતો નથી, પ્રીતી મ્હારે ઘે'ર;
દ્યો આજ્ઞા પ્રીતી કરી, તો મુજ ઉપર મ્હેર. ૨૩
માતાએ મનમાં ધર્યું, સાચું માંની સર્વ,
તનયા કેરા તાતને, કહ્યું મુકીને ગર્વ, ૨૪
પેરય ઘણેથી પ્રીછવ્યો, કાંમ્યની પોતાનો કંથ;
મુહુર્ત નિધાર્યું કાલનું, પળશે કંન્યા પંથ. ૨૫
સૂખે સાસર વાસો કરો, આપો વસ્ત્ર શણગાર;
વોલાવો વિવેકથી, જેમ રીઝે સંસાર. ૨૬
એવું કહી સુતા સહુ, જે કોઇ માનવ જંન;
તનયા વિચ્યાર મનમાં કરે, મહિયર (રહેવા)નહોનમું;

એમ અરૂણ ઊદય થયો, ઝઘમગ ઝાક ઝમાળ
કોડે બોલ્યા કુકડા, ત્યારે જાગ્યો ભુપાળ, ૨૮
સજાગ થયાં તે સેજમાં, કંન્યા સહીત કુટંબ,
તે વેગા વાંણી વદ્યો, રાય સત્યનો સ્થંબ. ૨૯
કેમ? મરજી શી દીકરી, કહે મુજને તું આજ;
જાવા ઇચ્છોછો સાસરે, કહો મુકીને લાજ. ૩૦
અતી શરમાતાં હા કહી, મુરત આજે શુદ્ધ;
સાંજ પડે સૌ સુંઢજો, એમ કહ્યું વિબુદ્ધ, ૩૧
વારૂ કહી વસુધાપતી. તેડયો ત્યાં જમાત્ર;
માધવ સહીત બે મંદીરે, શોભે વિદ્યા પાત્ર. ૩૨
જુગતે જોડ બેશી જમ્યા, કહી એક એક(ની)પેર;
કાંમદેવ કે' રાયજી, આજ નીસરવું ઘે'ર. ૩૩
ઘણા દીવસ અહીંયાં રહ્યા, સુખમાં તમ પ્રતાપ,
સૌને જાવાનું તહીં, જો આજ્ઞા લ્યો આપ. ૩૪
માધવ હવે અકળાય છે, જાવા મરજી ઘે'ર;
રજા આપો જો સરવને, તોતો મ્હોટી મે'ર, ૩૫

## ચોપાઈ

કહે રાય સુખેથી જાવ, કહો માધવને રાજી થાવ;
લ્યો લશ્કર મન ગમતા નૂર, વળી દ્રવ્ય રાખો ભરપુર
કહે માધવ સુણો મહીપતી, લસ્કર દ્રવ્યનું કારજ નથી

સ્વયંવર કેરી એછે રીત, એકલા પંથ પળાયે પ્રીત. ૩૭
માધવને આપ્યો બહુ માલ, નરપતીએ કીધોછે ન્યાલ;
જમાઇને આપ્યું ધન દીધ. કોડે કામ રૂડાં સૌ કીધ. ૩૮
કન્યાને આપ્યા શણગાર, અધીક મુલ્ય મોતીના હાર;
રૂડા અશ્વે રથ જોતરયો, માલ અતીશે તેમાં ભરયો,૩૯
વળાવા વસુધાપતી જાય, શુકન રૂડા તે સ્થાનક થાય,
વચ્છ સહીત ધેનુ ત્યાં મળી, સઘળી શંકા મનથી ટળી;
નગ્ર થકી નીસરીયા બા'ર, લોક મલ્યા ત્યાં અપરંપાર,
જાચક જનને આપ્યાં દાંન, એક એકને દેછે બહુ માંન૪૧
મળી માનનીયો ગાયે ગીત, કરે મશકરી રૂડી રીત;
સ્વયંવર કેરી જે'જે રીત, કરી રાજાએ રાખી પ્રીત. ૪૨

## ગીત રાગ

આવ્યોતો નંદઘડનો ચોર, લાખેણી લાડી લેઇ વળ્યોરે
કરીએ છીયે સોર બકોર, એતો મારગે મલ્યોરે. ૪૩
દીસંતોતો સારે દેદાર, (પણ) છેતરી ગયો ભુપનેરે;
કહીએ શું વારંવાર, રતી મોહ્યાં રૂપનેરે. ૪૪
મેહે સખી રાખી નીશાન, જો પકડેતો ઓળખુંરે;
કુંડળ પે'રાં છે તેણે કાં'ન, ભાળ્યો તેહેવું ભાખુરે.૪૫
આંખ્યોછે કમળ આકાર; ઉજવળ મુખ ચંદ્રથીરે.
નાસીકા શોભંતી છે સાર. અતી ભલો ઇંદ્રથીરે. ૪૬

મોહક મોહ તણું એતો બાણ, પ્રમાણ મેં તો કર્યુંરે;
હું તો રહી જાણ અજાંણ, એણે રત્નતો હર્યુંરે. ૪૭
ચાતુર જાતીનો એ ચોર, હીંમત ધરી આવાચોરે,
હું તો રહી ઘોર અઘોર, એનો લાગ ફાવીયોરે; ૪૮
કૃપા કરીને કરજોડી નાથ, શંકર સહાય ભાગ્યછેરે;
પાંમો કંદ્રપ વર નર આજ, જીવ્યા તણી જાગ્યછેરે.૪૯

## દોહરો.

વોળાવી પાછાં વળ્યાં, સજન જે સૌ કોય;
પોત પોતાના માર્ગમાં, હેતે સુખીયાં હોય, ૫૦

## ચોપાઈ

રથમાં બેશી ત્રૈણે જાય. મનમાં પોતે રાજી થાય;
સાથે એક રૂડો સારથી. મહીં બેઠા મ્હોટા મારથી. ૫૧
પડે નીશા ત્યાં વાસો રહે, બીક કોની મનમાં નવ લહે;
એમ કરતાં તે આગળ જાય, સમૃતી જ્ઞાન શાંમાને થાય.
મ્હોટું વૃક્ષ.સરોવર પાળ્ય, બેઠો પોપટ તેને ડાળ:
રતી રાંમાએ દીઠો તેહ, બોલી સ્નેહ આણીને દેહ. ૫૨
રાખો રથ છોડો આ ઠાર, નિર્મળ નીર શરોવર સાર;
છોડયો રથ કરયો વિશ્રામ, ઉતરીયાં તે તેને ઠાંમ, ૫૩
સુણો કંથ કહે રામા રતી, મિત્ર સહીત બંનેછો પતી.
વેહેવાશાળીયો આપણ તણો, તે મુજને પ્યારોછે ઘણો.૫

હું તો સૌ ભુલી ગઇ ભાંન, એ કહેતે વાધ્યું અભિમાંન;
પોપટ જાત પણ ચિત્ત ચતુર, નિમગ નારાયણનું નુર. ૫૫
મેં આ પોપટ દીઠો અહીં, ત્યારે સર્ત મા'રી ત્યાં ગઇ,
માટે પોપટ લાવો આજ, તો સર્વે સુધરશે કાજ. ૫૬

## દોહરા

સ્વાંમી કહે સાચું કહ્યું; એમાં શું સંદેહ;
વે'વિશાળિયો આપણો, પોપટ ત્યાં છે તેહ;
એ આવે શી રીતથી, તે લઇ જઇએ ઘે'ર;
એમ વિચારે અંગમાં. કરવા તેની પેર. ૫૮
કહે રતી સુણ સારથી, રથના હાંકણ હાર,
તમો જાવ પાછા ફરી. રૂડે રાજદવાર. ૫૯
કહેજ્યો જઇ મુજ તાતને, પોપટ જે ઘર માંય;
દઇ આજ્ઞાને મોકલો. રતી ઇચ્છેછે ત્યાંય. ૬૦
મુજને પાછો મોકલ્યો, પોપટ ઉપર પ્રીત;
ક્ષણુંમાં શુક એ સાંચરે, રાજ મારગે રીત, ૬૧
ખીજશો નહીં તમ ઉપરે, રીઝશે રાજ મ્હારાજ;
પોપટ અહીંયાં આવશે, કરનારો શુભ કાજ; ૬૨
મારગ પુછવો નહીં પડે, જાણીતો છે જંન;
એવું સુણી તે સાંચરયો; વીચાર કરંતાં મંન. ૬૩

## ચોપાઈ

સારૂં કહી સીધાર્યો તેહ. હુકમ આધિન ચાકર જેહ;
ત્રૈણ જણ તે ઠાંમે રહ્યાં; વ્રતાંત ત્યાં વગીતાં શાં થયાં ૬૪
સુંદીર કમળ શરોવર માંય; હંસ પક્ષીની પંક્તિ ત્યાંય;
કરે કોકિલ ત્યાં રૂડા નાદ, વદે પક્ષી એક એકથી વાદ. ૬૫
બગનાં ટોળે ટોળાં ફરે, લીલાં ત્રાણ ચોપાસે ચરે;
વાયુ શીતળ રૂડો વા'ય, કૌતીક બહુ જોવાનાં થાય ૬૬
ગણગણ ગાંન ભ્રંમર ભાખંત, નૌતમ નિર લે'યો નાંખંત
એવી રચના ત્યાં થાય છે, ચાંગા બોલતાં શરમાય છે. ૬૭
સહવાસ વિના શરમાયે સહુ, રતી સતી લજ્યાતુર બહુ;
પછી જુગતથી બોલી બોલ, તરૂણી આપે તોળે તોલ. ૬૮

## દોહરા

ભાવ ઘણે તે ભાંમ્યની, બોલી મધુરા બોલ;
પ્રેમે પતીને પ્રીછવે, તરૂણી આપે તોલ. ૬૯
સ્વાંમીજી સાચુ કહું, તે ધરજો સહુ કર્ણ;
તમથીં વા'લુ કો નથી, હું તોછું તમ શર્ણ. ૭૦
સ્રીયો કોની થઇ નથી, એવું કહે સૌ કોય;
પણ પેઉ વા'લા મુજને, જેમ મચ્છને તોય. ૭૧
અંતર પ્રીતી અમ તણી નહીં ઉપરની અર્જ;
એવું મનમાં (ન) આણશો, જે ઘટમાં કાંઇ ગર્જ, ૭૨

## છપ્પા

ગરજે જાય પરદેશ, સ્વદેશ તજીને સર્વે,
ગરજે વિપ્રોત વેશ, ભવૈયા કુશળ ધર્વે.
ગરજે પેસે કૂપ, અર્ણવમાં નિત્યે ઓપે;
ગરજે પાળે ભુપ. રઈયત નવ લજ્યા લોપે,
મતલબ વિના કોઇ માનવી, શેવે નહીં દીન દેવને;
સુંદરી કહે સ્વાંમી સુણો, હુતો ઇછું તમ શેવને ૭૩

## દોહરા

ગર્જ વિત્યે ઘડી (નવ) રહે, કોજ ન કોની પાસ,
પણ હું માગું એટલું, નીરંતર (તમારો) સહવાસ. ૭૪
વાંક પડે વઢજો સદા, જો ઇચ્છું અસત્ય;
શીક્ષા કરજો શત ઘણી, પાંનીપર મુજ મત્ય. ૭૫
દયા ધરી પછી દેહમાં, બોલ્યા કાંમ કીપાળ;
નાથ કહે નારી સુણો, સંદેહ મનનો ટાળ્ય. ૭૬
પુર્વ જનમ સંચા થકી, થયો હશે સંજોગ;
હુ કહું તે પાળે સદા, તો ઇછું ઉપભોગ, ૭૭
પતી કહે સુણ પ્રેમદા, લક્ષ વાતની (એક) વાત;
હુને માધવ એકછું. સત્ય કહું સાક્ષાત, ૭૮

## ચોપાઈ

શામાયે ચંડાવ્યું શીશ; તમે બેહુ મ્હારા જુગદીશ;

વિનોદ કરેને આગળ જાય; રમે જમે સૌ રાજી થાય,૭૯
આગળ એક આશ્રમ ત્યાં નવો, તેણે જાણને આનંદ હવે
કણભજ ૠષી રહે તે માંય, નિરમળ નીર દિસેછે જયાંય૮૦
કરે તપ મીંચી લોચંન, મહારૂદ્ર ઊપર તેનું મંન;
સુકાઇ કાષ્ટ કલેવર થાય, જેમ પુષ્પ કોમળ કરમાય. ૮૧
ઊભા સર્વે જઈ તેને ઠામ, જોયું આગળ પાછળ ધાંમ
જુવો હવે બને શીવાત, સાંભળજો સર્વે મુજ ભ્રાત.

દોહરા

હેત ધરી અંતર વીશે, માધવ કહે શુણ મીત્ર;
આ સ્થાનક મધ્યે હશે, કોઇક પર્મ પવિત્ર. ૮૩
જેને ચાલો ઝાંખીયે, કોણ રહે આ ઠાર;
એટલે નિરખ્યા નેત્રથી, દ્રશિ બારણા બાહાર,
પ્રીત ધરી પાસે ગયા, આંણ્યુ શીતળ નીર;
ફુલવતો તે છાંટિયું, શીતળ કર્યું શરીર. ૮૫
એટલે નેત્ર ઉઘાડિયાં તેણે સાંભળી વાણ;
માણસછે એમ મંનમાં, થયું જરૂરી જાણ. ૮૬

ચોપાઈ

કણભજ કહે ભાઇ આવ્યું કોણ, ઝાઝે તરપે રસ્તે ઓણ,
થયો કામ તણો અવતાર. ભાશ્યું આજ મુને આ ઠાર.
મોહ્યા પંથી નામી શીષ, અમ ઊપર કરશો માં રીસ

કોણુ તમે તે અમને કહો, વળતિ વાત અમારી લહો. ૮૯

## દોહરા

રુશી કહે ભાઈજી શુણો, કાગુભજ મહારૂ નામ;
આયુષ લાંબુ માયરૂં, માટય રહુ આ ઠામ. ૮૯
રાંમા અવતાર લક્ષો થયા, કૃષ્ના અવતારસેં ક્રોડ;
કામા અવતાર કાંઈ કોટિધા, મનથી ઊતર્યો મોડ,
વળી થવાનો છે હવે, કાંમ તણો અવતાર,
અકે ભાસે આ સુંદરી, રતીજ હોય જેમ નાર. ૯૧
કામ સમા ભાસો તમે.માધવ સમા આ મિત્ર;
સાચુ કહો સુણે તમે, છોતો પર્મ પવિત્ર. ૯૨
હું તો ભાઇ ઘરડો થયો, ગણ્યા ઘણા અવતાર;
આ સ્થાનક રહિ નિરખિયા, અપરમપાર અપાર.
અંશા અવતાર (કોઇ) અવતરે, જાણું કાંને વાત;
એટલે કણ એક પાત્રમાં, નાંખી ગણુ પ્રભાત.૯૪

## ચોપઈ

ચીત ધરી લાગ્યાં તે ચર્ણ, મહારાજ કહ્યું તે ધાર્યુ કર્ણ;
માણસ દેહ અજાણ્યા અમો, કેમ ઊપમા વધારો તમો
કોણે કહી આવિને વાત તેહ કરો મુજને પ્રખ્યાત;
રતી કાંમને મિત્ર વસંત, શુણી અચરતનેઆંખ્યહસંત ૯૬

### દોહરા

રૂશી કહે નવ માનશો, જુઠું તમે જરાય;
તપશ્ચર્યાનુ ફળ ઘટે, હસવું કેમ કદાય. ૯૭

### ચોપઈ

એમાં સંદેહ લેશ નથી, ક્રોડ વરાં કેહે શું કથી;
અચળ અવિનાશ તમે જાણ ચાર, બે નરને જોડે બે
નાર. ૯૮
સઉના ઉરમાં રોછો સદા, પ્રગટ અવતાર કરોછો કદા;
અચળ અવિનાશી રે'જો તમો, આશિરવાદ દિએજે અમે
કરજો ચિત ધરી ચરિત્ર, તમે ચારેછો પર્મ પવિત્ર;
એહુ વાત અહીંઆંથી રહી, વળતી ત્યાં બીજી શી થઇ. ૯૦૦

### દોહરા

પોપટ ત્યાંથી મોકલ્યો, રાજાએ તત્કાળ;
સારથી લઇને આવિયો, શોભી લાવ્યો બાળ ૧
પોપટ કહે સુણ પ્રેમદા, મુક્યો મહારો સ્નેહ,
પીયર મુંકીને પરવર્યાં, એહ ઘણો સંદેહ. ૨
પ્રીતો મુજ ઉપર ઘણી, ખવરાવીને ખાવ;
મેં જાણ્યું જે [ગર્જ] પરહરી. માટે મુકી જાવ.
કામ્યની કહેરે ફિર શુણ, આડા બોલે બોલ;
પાછો ફેરો સારથી, તુજ કારણ તે મ્હેલ; ૪

મળ્યો તુજને કે નવ મળ્યો, વિસ્તારી કહે વાત;
કે આળચો વીના કહ્યે, ખરી સુણાવ તું ખ્યાત; ૫
શુક કહે સણ સુંદરી, મોકલ્યો મુજને એણ;
પીતા તારોને પ્રીછળ્યાં, તેણે તહારાં કેણ. ૬
આવવા દીધો અધિપતી, મુજને તો આ કામ;
ચીંતા તમે નવ ધારશો, હું છું તહારે નામ,
શાંગા કહે સારૂ થયું, હરખ્યું મહારૂ મંન.
ત્રમ થયું તુજ આવતાં, ત્રેણે જણનુ તંન. ૮

**છપય છંદ**

હરખે વાધે રૂપ, સ્વરૂપ સુકોમળ શોભે;
હરખે સુજે સર્વ, સુખ સંપત સ્થિર થોભે. ૯
હરખે ઉદ્યમ હોય, આળસ સહુ ત્રાસે નાસે;
હરખે વશ રહે વિસ્વ, પ્રભુ પોતાની પાસે;
કલેશ થકી કાયા ઘટે, ભર જોબનપર ભાગ્યની;
ગંગાશંકર કહે શુકવદ્યો, કલેશન કરવો કાંમ્યની,

**ચોપાઈ**

રૂશીનં પાયે બાગમાં સહુ, બંને મિત્ર પોપટ નં વહુ;
અમો હવે જૈશુંજી ઘેર, થયાં દરસન તે લીલાલ્હેર;૧૦
રૂશી કહે ભાઈ સુણો વાત, હેત ઘણે કહુછુ સાક્ષાત;
તમ તણો જે છે અવતાર, તેથી નભશે સૌ સંસાર. ૧૧

## દોહરા

ઇશ્વરે સહ્રી રચી, રમુજ કાજ આ લોક.
નર નારી વીગતે કરી, આપ થયા અશોક. ૧૨
સમજ આપી પછિ સરવને, જોડું થઇ જોડાય;
અધિક ઇશ્વર ઇચ્છા થકી, પ્રગટ પ્રાક્રમી થાય. ૧૩
ઊદ્યમ કરે તે અતી ઘણા, પુન્ય પરમારથ કાંમ
એવાં બ્રહ્માંડ અનેકધા, રચિયાં ઠાંમો ઠાંમ; ૧૪
મનગમતા મારગ કરયા, પરદારાદિક ત્યાગ;
રસ્તે પાડયા સરવને, અધિક સહિત અનુરાગ, ૧૫
માંહિથી મતિયા નિકલ્યા, કોઇક માનવ જન.
માન થવા પોતા તણું, વિચાર કરયો કાંઇ મંન, ૧૬
મુસ્કલ શું સંસારમાં, કોઇ થકી નવ થાય;
માંન વધે ને અંન મળે, એવો કોણ ઉપાય, ૧૭
તેહ ધારી તરૂણી તજી, મુંડ મુડાવ્યુ શીશ:
અચરત જાણી સરવકો, માંને તેને ઇશ, ૧૮
એકાંત રહે અવાસમાં, સ્રીનું (ન)જાંખે મૂખ;
કામ તજે બહુ ક્રોધથી, દેહે પાંમે (અતિ) દુઃખ. ૧૯
બોધ કરે બહુ લોકને, તેના જેવા થાય:
દુખ વેઠે ઇશ્વર મળે, એવા સુણી ઉપાય. ૨૦
તજે પરણીને પ્રેમદા, કરે નીત્ય ઉપદેશ;

બીજાને તેવા કરે, વપુ મુડાવી વેશ, ૨૧
ભાર મુકી ભાગ્યો સકલ, અડઘો સૌ સંસાર,
કહે રૂશી તે ટાળવા, તમો ધર્યો અવતાર, ૨૨
જ્ઞાન થયું સઘળું મુને, તમોય છોજી દેવ;
એમ કહી આદર ઘણે, કરી ત્રૈણુની શેવ, ૨૩
જાવ મ્હારાજ કારજ કરો, ચલવો સૌ સંસાર;
શ્રષ્ટી વધવાના કારણે, ભલે ધર્યો અવતાર; ૨૪
કણભજ રીઝયા કાંમને, તોલ કરીને તંત્ર
પર કાયા પરવેશનો, આપ્યો મોંઘો મંત્ર ૨૫
આપ્યું વરદાંન વસંતને, તમો જાશો જે ઠાંમ,
નૌતમ શોભા અવનવી, બનશે ધરણી ધાંમ, ૨૬
રતીસતીને રીઝિયા, મુખથી બોલ્યા વાચ,
કાંમ ભવોભવ કંથ તુજ, સુંદરી કહુંછુ સાચ. ૨૭
પોપટને પ્રીતે કહ્યું, થાશે તુજને જ્ઞાન;
સઘળા તા'રા વંશના, સુધરશે સંતાન- ૨૮
ચારેચીતમાં હરખિયાં, પ્રિતે લાગ્યાં પાગ્ય;
ભલે દરસન દીધાં તમો, ભજ્યાં અમારાં ભાગ્ય.૨૯
તજી આશ્રમ ત્યાં થકી. આગળ ચાલ્યાં જાય;
સર્વ સજી ચિંતા તજી, નગર સમિપે થાય. ૩૦
પાંમ્યાં પાર મારગ તણો, આવ્યું ગુણવંત ગામ;

કીલ્લા બા'ર ઉભા રહ્યા, એક આશ્રમને ઠામ,
પોશાક સજીને પરવર્યાં, રંભા બેઠિ રથ માંય.
માધવ વસંત બે હીંડતાં, આવ્યા શેરી જ્યાંય.૩૨
પડદો ઊઘાડયો પ્રેમદા, જાંણે ઝબકી વીજ,
ઉદયકાર શશી સમો, નિર્મળ કાંન્તિ નીજ, ૩૩
વાત વાયુ વત વિચરી, સૌકોયે જાંણ્યું સર્વ;
એ તરૂણીના આગળે' અબળા મુકે ગર્વ. ૩૪
કોઇ કહે મેં નિરખ્યો, સઘળો આ સંસાર;
જોડુ બેનું જુગતથી, દીઠું નહીં કોઇ ઠાર. ૩૫
રૂપ પ્રમાણે ગુણ છે, નહીં એકેમાં નુન્ય;
એવું જોડું પાંમે સદા, જો પુર્વેકર્યું (હોય) પુન્ય. ૩૬

## છપય છંદ

રૂપ પ્રમાણે ગુંણ, સમર્થ પણ દેહમાં સાચુ;
વરણન કરે તે કુણ; સર્વેમાં દૈવત કાચું ૩૭
મોહિની મોહ સ્વરૂપ; બેનાં સહુ સરખાં નરખે;
જોતાં નુર અનુપ, પુર જન હૈડે હરખે; ૩૮
બુદ્ધી ગુણને આકૃતી, બે નરને બે નારમાં;
માધવ કાંમ સગુણા રતી, એ ચ્યાર શોભેસંસારમાં;૩૯

## ચોપાઈ.

ભલે પધારયા સૌકો કહે, ન્યાત જાત સુખે ગુણ લહે

ભોગવે સુખ તે રૂડી રીત, પરસ્પરે રાખે બહુ પ્રીત,૪૦

**દોહરા**

મળી સગુણા સુંદરી, કહિ એક એક(નિ) પેર;
રતી પાયે લાગી જઈ, ઘરડા સઊને ઘેર. ૪૧
રમે જમે રાજી રહે, કરે હાસ્ય વિનોદ;
અંતર પ્રિતિ એક એકની, અધિક થયો આમોદ ૪૨
જોડયે ઘર બે મિત્રનાં, રાજ મારગ વચમાંય,
અંતરિક્ષ પુલ ત્યાં બાંધીયો, કાષ્ટ રચનાથિ ત્યાંય; ૪૩
જૂદુને જૂદુ નહીં, નહીં એકને એક;
લોક વહેવાર નિંદે નહીં, કર્યો એહ વિવેક; ૪૪
દીવાનખાંનું એક દીપતું. એકાંત્ય કરવા વાત;
મિત્ર બંને સુખ શોભતું, ચીત ધરીને ચાંત. ૪૫
પડખે બેના ઓરડા, શોભા કહી નવ જાય,
આનંદ નિત્યે અવનવો, તે સ્થાનકમાં થાય. ૪૬
પુલ મધ્યે રહે પાંજરૂ; સુંદિર સુવર્ણ જડીત્ર;
પોપટ રતીના પિયરનો, મુક્યો ત્યાં બે મિત્ર. ૪૭
બારી મુકી ત્યાં ખુરાશયો, એક હીંડોળાખાટ;
બંને મિત્ર સુખ પાંમવા, માંડી રચના (તે) માટ.૪૮
રતી સગુણા સુંદરી, થઇ આપે એકાંત.
વાત કરે વીનોદની, ભાગે મનની ભ્રાંત, ૪૯

## ચોપાઈ

ગ્રીષ્મ રતુ બેઠો જેટલે, સુર્ય તપવા માંડયો તેટલે;
ભોગવે શુખતે રૂડી રીત, એક એક ઊપર રાખે પ્રીત ૫૦
ઝીણી વસ્ત્ર ધરે નિત અંગ, રૂડે રાચે ક્યારે રંગ;
કેશ કસ્તુરી ચંદન તણાં, શિતળ અંગે છાંટે છાંટણા; ૫૧
એક દીવશે પઠતાં રાત, કામ વસંત બે કરતાં વાત,
નીશા ગઇ ઘટી બેચાર, ચડે રતી મેડે લે ઠાર; ૫૨
આણ ધારયા માધવ ઊતરે, અંગે અંગ અથડાંણુ ખરે
મેડે પાછા ચડયા વસંત, એટલે આવી નાર હસંત ૫૩
ઉતાવળ એવડી સી હતી, હુ તો થઇ ઓચંતી શતી,
માધવ હાસ્ય તે ઝીનુ કરે, કાંમદેવ શ્રવણે તે ધરે; ૫૪

## દોહરો

[1]કટી [2]કુચ સહીત તે સોંપિયું, નિધી સઘળી તે નાળ
*કરિણી વેચી કાં કરે, અંકુશાની તકરાર, ૫૫
ચંચળ બોલ બોલે ચતુર, ઊરમાં આંણિ હેત;
છે અંકુશ અરપણ કરી, સ્વયંવર સભા સમેત, ૫૬
મન રૂપિ અંકુશ માયરો, તે તમ બેને હાથ
સ્નેહ તોડયો સહુ કોવનો, જોડયો તમ બે સાથ ૫૭
એવું કહી ત્રણે જણાં બેઠાં હીંડોળા ખાટ;

---

૧ કેહેડ (કંમર) ૨ સ્તન * હાથી

એવે સગુણા ઉપરે, આવી (કાંઇ) કારજ માટ; ૫૮
દીઠાં બેઠાં ત્રેણે જણાં, હેત ધરી હસંત;
હાસ્ય વચન બોલી અતી, સુણે જેમ (કામ)વસંત. ૫૯
કહે ભાગ છે માહરો, રતી (કેમ) ભોગવે રત્ન;
કરી મસ્કરી કાંમની, દીલમાં આણી યત્ન. ૬૦
કાંમ કહે સુણ સુંદરી, થયું શોકનું સાલ;
તે ઉપર પ્રીતી જશે, હસે જેમાં બહુ માલ.
વશ થયા વનિતા કહે, પાંમ્યા મોહ અપાર;
નવી નારીને નિરખતાં, રીઝે સૌ સંસાર. ૬૨

શ્લોક

पुष्पंद्रष्ट्वाफलंद्रष्ट्वा ॥ द्रष्ट्वानारीचयौवनं ॥
पातितंद्रविणंद्रष्ट्वा ॥ कस्यनोचलितंमनः ॥ १

આર્ય દુહા

સુંદિર પુષ્પ કે ફળ નવીન, નારી યૌવન જેહ;
પડ્યું દ્રવ્યને દેખતાં, કોણ ન ઇચ્છે તેહ. ૬૩

છપ્પય છંદ

નવી પરણે જે નાર, જુની શું જોખ ન માંડે;
હોય પ્રીતી અપાર, તોય પાછળથી છાંડે;
આગળ(ની)નાં સંતાન, તે ઊપર હેત ન આણે;

નવાને ઝાઝાંમાંન, જીવથી વ્હાલાં જાંણિ;
એવું આ સંસારમાં, ઘે'રે ઘેર ઘણું થયું;
એ રીતે સગુણાસતી, હશી કાંમ આગળ કહયું; ૬૪

દોહરા

સમ પ્રિતી તમ બેયપર, ગણીએ સત્ય સદાય;
એ વાતે કાંઇ કાંમ્યની, કુકુ ન કહીશ કદાય; ૬૫
કાંમ્યની કહે કુકુ કશું, હસતાં બોલી બોલ;
દુ:ખ ન ગણશો દહમાં, અમ બેનુ સમતોલ; ૬૬
રૂપે રંગે ડાપણે, બેના એક સ્વભાવ;
તેમ તમ બેના છે સહી, નિત્યે થાય નભાવ; ૬૭
રતી સાથે શરમાઇ ગઇ, કાંઇ ન બોલી કે'ણ
નવા સહવાસને કારણે, વદને વદ્યું નહીં વેણ. ૬૮
રાત ગઇ માધવ કહે, હું જઉછુ મુજ સ્થાંન;
ઘણા હેતે મારિ વતી, દજ્યો ઝાઝાં માંન. ૬૯
માધવ ગયો નીજ મંદીરે, રમણીક છે એકાંત;
સગુણા (તે)ઠાંમે સંચરી, ભાંમ્યની નિશી ભ્રાંત, ૭૦
કરી પથારી કાંમ્યની, ભાંમ્યની માગ્યો ભોગ;
તેનિ આતુરતા દિલ લહી; માધવ સાધ્યો જોગ. ૭૧
તૃપ્ત થઇ તે તારૂણી, વળતિ વિસ્તારિ વાત;
પ્રશ્ન પુછુ પ્રિતમ અમો, કહો આજુની રાત. ૭૨

રમો જમો જોડયે રહો, કરો હરનિશ કાંમ;
આ વેળા એ મિત્રને, મુકયા જુદે ઠાંમ ૭૩
વસંત કહે વનિતા સુણો, અબળા આપ અજાંણ
કદી જુદા જાંણીશમાં, જિએ કહુ નીરવાંણ. ૭૪
સ્વયંવરમાંથી આવતાં, દીઠુ સુંદિર ધામ;
તે ઠામે રૂષી હતા, કાણુભજ તેનું નામ, ૭૫
સેવા કિધી શુભ રિતથી, આપ્યો કાંમને મંત્ર;
પર કાયા પરવેશનો, ઓવિધ ચાલે તંત્ર, ૭૬
મેં કહ્યું મહારાજ કાંઇ, આપો મુજને આંત્ર,
કહે તમો વાસો જહાં, થાય નવાં ફુર પત્ર. ૭૭
તમ કરતાં તમ મિત્રને, ફળશે મંત્ર અધિક;
જગત સઘળાને જીતશો, નહી રહે કોની બીક. ૭૮
વાયુ રૂપી તમ બેઉનો, છે એક બાજો દેહ;
તેહ તમો જાંણો નહીં, કહુછું આંણી સ્નેહ, ૭૯
દેહ તણા અજ્ઞાનથી, રહો અજાંણ્યા આપ;
માટે તમને પ્રિછવ્યું, તનુ ન ધરશો તાપ; ૮૦
નર નારી જે વિશ્વમાં, (તેમાં)પ્રીતે હોય (તમ)પ્રવેશ;
પ્રેમદા પેઉ જોડુ મળે, હાજર થાય હમેશ, ૮૧
વળી નવું વરદાન હું આપુ તમને આજ;
જેથી સઘળાં તમ તણાં, સુધરશે સઊ કાજ' ૮૨

રમણીક સ્થળ એકાંતમાં, જાય નર નારિ જેહ;
કહેશે કો નથી જાંણતું, (પણ)સઘળું જોશે તેહ. ૮૩
દેહ દેખે નહીં તમ તણી;(જો) કરશે ક્રોડ ઉપાય;
એ વરદાન ફળશે તુને, એમ કહ્યું દ્વિજરાય, ૮૪

ચોપૈઈ

સગુણા કહે સ્વામીજી સુણો, ભારે બોલ કેમ મુખે ભણો;
એસા વેસા બોલો બોલ, તરૂણી કહે ઘટશે તમ તોલ. ૮૫
શું હું તે કાંઇ નાંની બાળ; આધક બોલ્યા આળપંપાળ;
કહોછો આપે ખોટી વાત, કેમ સાચુ માંનું સાક્ષાત- ૮૬

દોહરા

નારી કહે નિશ્ચે કરૂં, ત્યારે માંનુ વાત;
જુઠું સાચુ ભાંડવો, મોટા મ્હાંજમ રાત; ૮૭
માધવ કહે સુણ માંનની. કરજે શતધા શોધ;
જુઠુ કદી નવ બોલિયે, બહુ શાસ્ત્રનો બોધ. ૮૮
કાંમે જાંણી કલ્પના, રૂશી તણો પ્રતાપ;
પ્રકટ થયાં પ્રિત્યે થકી, પોતે આપો આપ, ૮૯
વનીતા તે વિશમે થઈ, લક્ષધા પાંમી લાજ;
આતે આતે આતે કહ્યું, કરો કેમ કુડુ કાજ. ૯૦
અટકાળમાં છે બારણાં, સાંકળ ભુગળ સહીત;
સ્વાંમીએ મુજને કહ્યું, તે સૌ સાચી રીત. ૯૧

કાંમ કહે સુણ કાંમ્યની, જુદા અમારા દેહ;
જીવ હંમેશાં એક છે: સાચું માનજે તેહ; ૯૨
શ્રષ્ટી પેદા થાય છે, તે સૌ અમ પ્રતાપ;
અંશ રૂપે સૌ દેહમાં; વશીએ આપો આપ; ૯૩
એકાંત સ્થળ વશિએ સદા, વાયુ રૂપ છે દેહ;
માટે અનંગ અમને કહે શાંણા સમજુ જેહ. ૯૪
સહાર થાય શ્રષ્ટી તણો, એટલે આપણ ચાર;
પ્રગટ આપ અડીલા થઇ, રચીએ સૈ સંસાર. ૯૫
દેહ તણા અજ્ઞાનથી; નો'તા જાંણતા કાંય.
તેહ રૂશીએ પ્રાછળ્યું, મળીયા મ્હા વન માંય. ૯૬
શ્રષ્ટીમાં નર નારયને, દેહ દરસન નવ દેઉં;
હું દ્રષ્ટે દેખું સદા, પુરણ પ્રેમદા પેઉં; ૯૭
કાંમ્યની તુ જે કંથશું, બોલી જેજે કે'ણ,
તે સઊ મેં શ્રાણે ધરયાં વનિતા તારાં વેણ; ૯૮
ભીન જાણ્યા અમ બેયને, માટે દરશન દીધ;
જુવાંતો હુંતો જાઉંછું, કર્યે કારજ તું શીઘ્ર, ૯૯
નારી કહે ઓ નાથજી, હતુ મુજને અજ્ઞાન;
હવે સંશય ટુટયો સહુ, આવ્યું મુજને ભાંન. ૧૦૧
એમ કહી પ્રદક્ષણા (કરી), જોડયા બન્ને હાથ;
મ્હારાજ માગ્યું આપો મુંને. ભોગ કરો મુજ સાથ. ૧૦૨

એક સ્વરૂપ છે તમ તણું, ત્યાં શો ધર્મ વીરૂધ;
પતી તણો સંગ પ્રેમદા, કરતાં થાયે શુધ. ૧૦૨
કાંમ કહે સુણ કાંમ્યની, આ દેહે નવ થાય;
પ્રવેશ કરૂં મુજ મિત્રમાં, અન્યા નવ કહેવાય. ૧૦૩
આપણને બાદક નહીં, (પણ) આગળ વર તો લોક;
ધરમ કરમ જાણે નહીં, માટે એતો ફોક. ૧૦૪
આપણ જયારે કિજીયે, અન્ય કરે તે રીત;
કરનીશાએ આચરે, હોય લગારેક પ્રીત. ૧૦૫
માટે મુજ (મીત્ર)ના દેહમાં, પ્રગટે નવ લાગે પાપ;
હંમેશાં તુ જાંણજે, હુંછું આપો આપ. ૧૦૬
કાંમ્યની કહે ઓ કંથજી, માનુછુ મ્હારાજ;
ધર્મ શા'સ્ત્રની વાત જે, સંભળાવોને આજ. ૧૦૭
કાંમ કહે સુણ કાંમ્યની, ભારે બુદ્ધી તુજ;
હેત થકી સર્વે કહે, વળી કહુછુ હું જ. ૧૦૮

## ચોપાઈ

સુખ દુખ મિત્રને કહેવું સહી, કુડી દ્રષ્ટીયે જોવું નહીં;
છાંની વાત સર્વે કીજીએ, વિભિચાર પદ નવ દિજીયે ૧૦૯
સ્વાંમી અંગમાં કરે પ્રવેશ, તેનો સંગ કરીએ હંમેશ;
બીજો દડ તે સ્નેહુજ તણો, નીત્યે એવી રીતે ગણો. ૧૧૦

## છપય છંદ

પર પુરૂષની પ્રીત, કરે તે ગુણકા લહીયે;
આલે નહીં કુળ રીત, તેનેતો કુલટા કહીયે;
કરે સ્વામિ શું રીસ, પાપ્યણિ તેથિ નહીં બીજી;
ભાંખે સ્વામિ(નો) બોલ; કહે જો ઝાઝું ખીજી,
મિત્ર ને વાત વિનોદની; કરે હાસ્ય તે માંનીએ;
બુદ્ધીને સ્થીર રાખીયે, જેહ વશીછે પાંનીએ. ૧૧૧

## દોહરા

વિધવાને શો વર્તવો, ધરમ શાસ્ત્રનો ધર્મ;
કાંમ્યની કહે કો' કંથજી, લેશ ન ધરશો શર્મ. ૧૧૨
સુણ શાંમા સાચું કહુ, વાંધવા નારી થાય;
મન વશ રહે (નહીં) માંનની, તો પાવક પળાય ૧૧૩
બળી મરે સ્વામી સહીત; જો વશ જીવ ન હોય;
આત્મ હત્યાનો દોશ ત્યાં, કદિ કહે નહીં કોય. ૧૧૪
સ્તુતી કરે તે સુર્યની, અગુણ કરૂ અનર્થ;
આત્મ હત્યા આગળ કરે, નથી જીવા સમર્થ. ૧૧૫
વીહવળ થાતાં વાર નહીં, વનીતા કેરો દેહ;
તેવી જે નારી હશે, બળશે જોડયે તેહ; ૧૧૬
બિજી આપે જીવશે. કરે વ્રત અપાર;
યૌવનપણામાં આર્ધ અંન, ખાશે એકજ વાર. ૧૧૭

દેહ કષ્ટ પામે અતી હું, નહીં કરૂં પ્રવેશ;
બીજે જન્મ પતી મળે, એના એ હંમેશ. ૧૧૮
પુરૂશ જે પરણી નારને, આપે નહીં ઉપભોગ;
જન્મો જનમ તે દેહમાં, રૈરવ ન૫ે રોગ. ૧૧૯
પરનાર તણી પરણી ભજે, સજે મિત્રાઇ (સમ) તુલ્ય;
પ્રીતી પરમેશ્વર ઉપરે, રાખો મોઘે મુલ્ય. ૦૧૨
સગુણા કહે મેં સાંભળ્યું. થશું મંન પવિત્ર
આ અવસર ભલે આવિયો, મ્હેં ટાળી મિત્ર. ૧૨૧
કરો મુજ સ્વાંમિ અંગમાં, જિતો આપ પ્રવેશ;
ભોગ આપો કહે કાંમ્યની; કંથણી ટાળો કલેશ. ૧૨૨
વાયુ રૂપ વસંતમાં, પ્રવેશ કરચો જઇ મીત;
વળતી શી બાકી રહે, એકાંત રૂડી રીત. ૧૩૧

ચોપઇ

એ વાત અહીંયાંથી રહી, રતી તણી ત્યાં શી ગત થઇ;
ઝબકીને ઊઠી જેટલે, સેજ સુની દીઠી તેટલે; ૧
અરૂપરૂ તે રાંભા જોય, મંદીરમાં નવ દીઠું કોય;
વીચાર મનમાં વનિતા કરે, અશોક શોક હૈયામાં ધરે. ૨
એટલે કાંમ ત્યાં આવ્યા આપ, નારીને મટયો સંતાપ;
ક્યાં ગયાતા કહોજે સતી. ભાવ ઘણું બોલી તે રતી; ૩
આગળી વાત માંડીને કહો, આપઇતી જે રીતે થઇ;

પ્રાતસમે સૌ એગાં થાય; રમે જમે જેવું ચિત ચા'ય, ૪

"નર નારીના સ્નેહની, ગુપ્ત ઘણેરી વાત;
પુરાણ લખવા પ્રેમને, નથીજ કંઈ વીક્ષાત; ૫

ઇશારતથી સમજે વળી, સખી સેત્રંજનો સાર;
ભણા કંઇ ભમતા રહે, જોઇ નજરથી નાર; ૬

અધીક અધીક એ ગ ઘણા, ભાત ભાતના ખેલ;
રમતામાં રાજી ઘણાં, કરે ગમત બહુ ગેલ; ૭

તાળસ્વરને મેલવી, નારી નિત્યે ગાય;
રંજન કરવા રીતથી, સ્વામીને એ ચા'ય;" ૮

**ઈંદ્રવિજય, અથવા, મત્ત ગયંદ છંદ;**

સ્વામિ તણા સહવાસ થકી બહુ, રંગ થકી સુખમાં રમતીતે;
મિત્ર હતા જાણ બેય વળી શુભ, નાર હતી નિજ એ ગમતીતે
સૂખ તણા ઉમરા ઊરથી પતિ, સંગ થકી કદિ ના શમતાતે;
દૂર કદી નવ જાય ખરે નિજ, સ્વામિવિના રતિ કે(ના)ગમતાતે;
જાય પતિ પરદેશ કદી સત, શોગનથી વદને વદતે;
પ્રીય તમે ટકશો નખરે ઝટ, કામ કરી વળજો તનયાતે;
એમ છતાં ટકવુંજ પડે અમને ઝટ પત્ર લખો તમ એક;
નાથ ગયે ઘરમાં મુજને નથી, આપ વીના ગમતું લગિરેક
જાય પતી પરદેશ તદાનીજ, અંગ વીશે શણગાર સજેના
ભોંય સુવે અન એક જમે રિઝ, વ્રત કદી તદનાર તજેના

ધ્યાને ધરી દીન રોજ ગણે ભમતી ઘર આંગણ આશકરીને,
પ્રીય ખરે અમણાં વળશેમળશે મુજને ઝટ પ્રેમ ધરીને; ૯

દોહરો.

નારી નક્કી જાંણતી, અમૃત સરખુ નેહ;
પ્રિય સ્વાંમી અને (પતીના)મિત્રનાં, દર્શન રૂડાં તેહ;૧૦
કાંમ કહેછે મિત્રને, અમૃત સર્ખુ જેહ;
(તે) વસ્તુ બતાવો મુજને. ભાગે મુજ સંદેહ; ૧૧

વસંત તિલકા છંદ

અમૃતછે વદનજે, પ્રમદાનુ જાંણો;
પૌરૂશ થાય મુખથી, વશ ઝટમાનો;
અમૃત છે ક્ષિર ધાર્ષ્ણું, જન તુર્ત લાવે;
દેખી જનો નહિ કહે, મુજને ન ભાવે,
સન્માન ભૂપ તાણુંજે, નરનેજ થાવે;
અમૃત તુલ્ય વદશો, દુખ સર્વ જાશે.
અમૃતછે દ્રશનજે, પ્રિય મિત્ર હોયે;
તેનું ખરૂજ કહુછું અતિ મિષ્ટ જોયે;

દોહરા

અમૃત સર્ખુ જાંણીને, નારો નિત્યે ચા'ય,
પતિ અને શુભ મિત્રના. દર્શને રાજી થાય; ૧૩
વર્ષા રતુ એમ વહી ગયો, આવ્યો આસો માસ;

સુખમાણીએ સર્વથા, ચારે એક આવાસ, ૧૪

એહ કથા પુરાણ થઇ, કરૂ શીવની શેવ,

ગંગા શંકર કહે ઓળખજે, જે જે શ્રી મહાદેવ; ૧૫



# સર્વેને આ ગ્રંથ પ્રસિદ્ધ કરનારની વીનંતી

## દોહરા

ગણ માત્રા મેં ગણી નથી, પ્રગટ્યા પુરણ પ્રેમ;
સ્નેહ સપાટે સંપઠ્યું, લેખણ ચાલી તેમ; ૧
માફ કરજોજી સાચરી, ખરી દીસે જો ખોડ,
એકવાર સૌ બોલજો, જે જે શ્રી રણછોડ, ૨

## છપય છંદ

પુરણ કીધો ગ્રંથ, પુસ્તક જુનુ મેં ધારી;
રૂડો એમાં બોધ, સદા સૌને સુખ કારી,
વાંચે જે નર નાર, લાભ પ્રીતીનો જાણે.
એવી ચાલે ચાલ, પુરણ સુખને માંણે,
એ સંસારી શુભ ચાલમાં: અડચણ લેસન આવશે; ૩
કૃપાશંકરતો સાચુ કહે, પુરણ સુખ તે પામશે,
જયારે પરણો નાર, વીચાર આપે તો કરજો;
ભણિ ગાંડી કે ડાહી: ગુણ તેનાતો હરજો.
રૂપવંતી (કે) કુરૂપ, (કે) નકો આપણના જેવી;
નિત્યે થાય નભાવ; પરણી લેજો સૌ તેવી;
(જો) પ્રથમ વીચાર કરશો નહીં, (તે) પાછળથી પસ્તાશો

બાળ લગન(નેકુલના)અભીમાંનથી, દુ:ખઅતિશેથાયછે; ૪
અમદાવાદ મુજ ગાંમ, ઠાંમ પંચભાઇનિ પોળે;
રાયકવાળછુ નાત, જાત બ્રાંહ્મણને ખોળે;
દેવશંકરના સુત, જયશંકર લહિને
તેહુ તણા જે સુત, ગંગાશંકર કહિને
ચીરાણુ છુંરી હું તેહનો, કૃપાશંકર તો નાંમછે,
મહાલક્ષમીના પ્રતાપથી, મિત્ર સમુહમાં ઠાંમછે.



## વાંચનાર પ્રિય શોખીલા સજ્જનોને આશીરવાદ.

### દોહરો

રતી પતિ પરસન હુજો, થજો રતી વીલાસ;
પ્યારી સાથે પ્રિતી હજયો, એજ અમારો આશ ૬
(પ્રથમ) સંવત ઓગણી ચૌદમાં, શ્રાવણ પે'લે પક્ષ,
પુરાણ ગ્રંથ પ્રતિ પદા, લહ્યો આંખિ સૌ લક્ષ; ૭
ફરી સુધારો એહને, કીધો મેં આ ગ્રંથ;
વાંચી સઘળા પાંમશો, સુખ તણો જે પંથ; ૮
(ફરીથી)ભુમિ [૪]વેદને [૯]ભક્તિ[૧]અવની, વિક્રમકેરીસાલ;
કાર્તિક પે'લા પક્ષમાં, પુરાણ ધરીને વા'લ; ૯

દશામી દિને પુરણ કીધો, વાર વડો બુધવાર;
વધારી કિધો ગ્રંથમેં, નીમ ધરી નિરધાર; ૧૦
શ્રોતા વક્તા સાંભળી, કોઇ ન દશો ખોડ;
ખરા ભાવથી બોલજો; જે જે શ્રી રણછોડ.

---

## લોકમાં કહેવાતી કહેવતો.

વંશતો રઘુરાજાનો, આયુષતો માર્કંડેયનું, સૌભાગતો સાવીત્રીનું. ગુણતો ગાયત્રીના, તેજતો રવીનું, કલ્પનાતો કવીની, શીતળપણું ચંદ્રમાનું, આસનતો ઇંદ્રનું, ભુખતો અગ્નીની, નિદ્રાતો કુંભકરણની, ભોગતો કૃશ્નનો. જયોગતો શિવજીનો, તપતો વિશ્વામીત્રનું, કોપતો દુર્વાસાનો, આચારતો અગનસ્તનો, ભગુવુંતો બ્રેહુસ્પતીનું, જ્ઞાનતો ગૌતમનું; બળતો બળભદ્રનું, ગતીતો મનની, વેગતો વાયુનો, રાજયતો રાંમનું, રૂપતો કાંમ અને રતીનું, વિદ્યાતો શુક્રાચાર્યની, રંજીતપણું રાધીકાનું, લીલાતો લક્ષ્મીની, સ્પુટપણુંતો દમયંતીનું, માયાતો મેરુની, રક્ષાતો દહની, પુષ્પતો વેંણનું, વ્રક્ષતો કલ્પનું, વેલ તો નાગરવેલ, છોડતો ચંદનનો, ગંધતો લસણની,

ફેસઆઈતો કસ્તુરીની, બેહેકતો બરાસનો, ફળતો અંબાનું, અભીમાંનતો દુર્યોધનનું, સત્યપણુ યુધીષ્ટીરનું, તતતો તારા લોચનનું, પુત્રપણુ રોહીદાસનું. ભંડારતો કુબેરનો, ગંભીરપણુ સમુદ્રનું, બાંણાવળીતો અરજુનની, ખડગતો ફરશુરાંમનું, તેજતો નેત્રનું, હેતતો પોતાની માતાનું, સગપણતો સ્ત્રીનું, પ્રીતીતો પુત્રની. સેવાતો ગુરૂની, દીવસતો પીત્રીનો, વ્રતતો એકાદશીનુ, સુભ દીવસતો દીપોત્સવીનો, દાંન પર્વતો દ્વાદશીનું ધાકતો મત્યુનો, ઉત્સાહતો વીવાનો, સીદ્ધ વચન સુયુગ્વાનું.

(ઇતી કહેવતો.)



# નીચે લખેલી જગોએથી આ પુસ્તક વેચાતું મળશે.

અમદાવાદ—ગ્રંથ પ્રસીદ્ધ કરનાર પાસેથી.

(કચ્છ)ભુજ—ડાકતર રાઘવજી ભાઈદાજી. ઠેકાણું છ છ ફે
ળીઆમાં.

મોરબી તાબે જેતપુર—ભાટ નરસહીરામ જેઠારામ;

મેસાણા—(બુકસેલર)જાની કુબેર હસમુખ ઠે. જાનીવાડે

બારેજા—શાસ્ત્રી જેઠાલાલ બાપાલાલ,રાયકવાળ બ્રાહ્મણ

વડોદરા—ખાતરી ગણપત મલુક પાસે ઠે. ગેડી દરવાજે
મુગલવાડામાં ખતરીપોળમાં જુના માડીકની
હુવેલી પાસે

કડુસણ—ભાટ સાંભળ ભગવાન પાસેથી ઠે. દરબારની
કચેરી પાસે

નીકાલ—જોશી હરગોવન (ચકુલાલ) ભોળાનાથ પાસેથી

આમોદ—(ભારુચ) મગનલાલ ઊમીઆશંકર, ઠેકાણું
કંસારાવાડમાં

---

## જાહેર ખબર

અમારે ઘેરથી (અમદાવાદમાં પંચભાઈની પોલમાં) નીચે લખ્યા પ્રમાણે રોકડી કીંમતે પુસ્તકો મળશે

પુસ્તકનું નામ.

સાબ્રમતી માહાત્મ પ્રાકૃત પદ્યમાં રચેલું રૂ.૦-૮-૦

ગરૂડ પુરાણ શ્લોક નીચે ટીકા સાથે રૂ.૧-૪-૦

એકાદશી તેર માસની, છવીસે શ્લોક ટીકાસાથે રૂ.૧-૮-૦

બ્રમોત્તરખંડ (શીવપુરાણ) પદ્યમાં રચેલું રૂ.૨-૦-૦

પુરૂશોત્તમમાહાત્મ બત્રીસ અધ્યાય શ્લોક ટીકા સાથે.

સ્રીતાજક(તાજકગંગાધર) જોશી લોકોને સ્રીઓના વર પફળોમાં લખવાનાં ફળાધીશ

જન્મ પત્રીકા નીબંધ ગણીત સાથે બ્રાહ્મણના છોકરાઓને વગર મેહનતે જોતીશ આવડે

કહેવત સંગ્રહ—(Proverbs with their English Equivalent) by M. H. Dalal. Corrected by D. P. Barodia B. A. Fellow of the Gujarat College.

Price Rs.0—4—0

